સિદ્ધયોગ પ્રવર્તક

# સ્વામી મુક્તાનંદ પરમહંસ

-જીવન અને કાર્ય-

અમ્મા

અનુવાદક

મનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

: પ્રકાશક :

નરેન્દ્ર મહેતા

પ્રિયવદન ભટ્ટ

# પ્રકાશકનું નિવેદન

સાક્ષાત્ જનાર્દનસમા સંતશિરોમણિ, સિદ્ધમાર્ગ પ્રવર્તક પરમહંસ સ્વામી શ્રી મુક્તાનંદજી મહારાજના જીવનદર્શનની રૂપરેખા ગુજરાતની જનતા સમક્ષ રજુ કરતાં અમને અનેરો આનંદ થાય છે.

લૌકિક સુખ, સાધન કે સંપત્તિ, સાચી શાંતિ આપતાં નથી. પરમ સત્યની સમજ વિના જીવનમાં ઊણપ રહે છે. પરમ પૂજ્ય સ્વામીજીનો પરિચય થતાં જ તેમની કૃપાદષ્ટિ જિજ્ઞાસુને સહજ રીતે પરમતત્ત્વને માર્ગે વાળે છે. તેમનાં સર્વ ભકતોની આ અનુભવગાથા છે.

આ પુસ્તિકા વાચકોને સ્વામીજીનો પરિચય કરાવી, તેમની અંતર્નિવાસિની ભગવતી ચિતિશક્તિને જાગ્રત કરે, મનને શુભસંકલ્પમય બનાવે, શિસ્તયુકત આચરણ બનાવે, વ્યવહારમાં 'પરસ્પર દેવો ભવ' ની લાગણી પ્રસરાવે અને જીવનમાં પરમાર્થ પ્રાપ્તિને પંથે સંચરવાની પ્રેરણા આપે-એ જ શ્રી ગુરુચરણમાં અમારી પ્રાર્થના છે.

મૂળ અંગ્રેજી પુસ્તિકાનાં* લેખિકા, પરમ સાધક, કુમારી પ્રતિભાબહેન ત્રિવેદી, ભાષાંતરકાર સિદ્ધહસ્ત સાક્ષર શ્રી ધનસુખલાલ મહેતા, કુ. માલતીબેન શ્રોફ વિગેરે, જેમની સહાયથી જ આ પુસ્તિકાનું પ્રકાશન થઈ શક્યું છે તે સહુનાં અમે અત્યંત ઋણી છીએ.

---

* વોરા એન્ડ કંપનીનું પ્રકાશન.

સ્વામીજીનો પરિચય ધરાવતા ગુજરાતના જાણીતા સાક્ષર શ્રી ઉ શંકર જોશીના, આમુખ લખી આપવા માટે અમે આભારી છી વાચકોને સ્વામીજીની સાધના અને જીવનકાર્ય સમજવામાં ઉપયો થાય એ દૃષ્ટિથી શ્રી અમ્માનો 'કુંડલિની યોગ' ઉપરનો લે પરિશિષ્ટરૂપે આપ્યો છે. અંગ્રેજી પુસ્તકમાં શ્રી બી. આર. નંદા લખેલ પ્રસ્તાવનાનો અનુવાદ પણ આમાં છાપ્યો છે.

આશા રાખીએ છીએ કે જે શુભ કાર્યની આ પુસ્તિકાથી શરૂઆત થાય છે તેની પૂર્ણ પ્રકાશિની પૂર્ણિમાની પ્રભાને તેમની સહાયથી ટૂંક સમયમાં વધુ પ્રકાશનો દ્વારા, ઉત્તરોત્તર વધુ તેજસ્વી બનાવવાની તક અમને સાંપડશે.

છે. સ્વામી મુક્તાનંદજીને પોતાના મૃત્યુની અનુભૂતિ થયાનો પુસ્તકમાં ઉલ્લેખ છે. તુકારામ કહે છે, "આપુલેં મરણ પાહિલે મ્યાં ડોળા"– આંખો વડે મેં મારું મરણ જોયું. અનુપમ આનંદઓચ્છવ વરતાઈ રહ્યો. પહેલાં "એકદેશી હોતો"–એક જ જગ્યાએ બદ્ધ હતો, હવે "સર્વાત્મકપણે" આનંદ આસ્વાદ પામી રહ્યો છું. આ જ મુક્ત જીવનનો આનંદ.

અમદાવાદ
૨૭–૧૧–૧૯૬૯

ઉમાશંકર જોશી

# પ્રસ્તાવના

આધુનિક યુગમાં ધર્મને એક નશો, જુનવાણીપણું અને પ્રગતિને રુંધનારો વિષય માનવામાં આવે છે આ આક્ષેપ કેવળ કાલ્પનિક નથી. દુર્ભાગ્યે આજે ધર્મના પ્રચારમાં વાદવિવાદ અને ધર્માંતરને જ અગત્યતા આપવામાં આવે છે જેના કારણે, માનવનો તેના સ્રષ્ટા સાથે સંબંધ જોડવાનો ધર્મનો જે સાચો હેતુ છે તે જ મારી ગયેલો જણાય છે. મહાન ધર્મપ્રવર્તકોને આની સામે ઝઝુમવું પડયું છે અને મહાત્મા ગાંધીજીના શબ્દોમાં "આત્માનો પરિચય મેળવવા મથતા, પરમાત્માને પ્રત્યક્ષ જોવા ઇચ્છતા, મુક્તિના ઇચ્છુક" એવા સાચા જિજ્ઞાસુને માટે તેઓનું દષ્ટાંત પ્રેરક બને છે.

આજ સનાતન શોધ લોકોને ગણેશપુરી, શ્રી ગુરુદેવ આશ્રમમાં સ્વામી મુક્તાનંદ પરમહંસ પાસે લઈ આવે છે. ભારતના ખૂણે-ખૂણેથી અને દુનિયાના વિવિધ દેશોમાંથી જુદા જુદા કાર્યક્ષેત્રોમાં કામ કરનાર ભકતો આવે છે. કોઈ કવિ તો કોઇ કલાકાર, કોઈ ડૉકટર તો કોઇ વકીલ, કોઇ પંડિત તો કોઈ સરકારી કર્મચારી, જહાજના અધિકારીઓ, પોલીસ અમલદારો, અદાલતના ન્યાયાધીશો, વેપારીઓ, કારખાનાના મજૂરો, કારીગરો અને અભણ ખેડુતો વગેરે. એ ભક્તમંડળમાં, વિદ્યાપીઠનું ભણતર તાજુ જ પૂરું કર્યું હોય એવા ઉત્સાહી જુવાનીઆઓના તાજગીભર્યા ચહેરા જોવામાં આવે છે. તેમજ જીવનભરની શોધને અંતે આધાર જડ્યો હોય એવા માથે

મકાનની યોજના વિગેરે – હાથ પર જે કાંઈ કામ હોય તે બધાનું ધ્યાન રાખના જ હોય, ખેતી, આગાયાત, આયુર્વેદ કે સંગીત-શાસ્ત્રે જ એવો કોઈ વિષય હશે જેમાં તેમને સક્રિય ફાળો આપવાનો ન હોય. વ્યાવહારિક જીવનને માયા કહી તેને તેઓ નિરર્થક નથી માનતા વ્યવહાર અને પરમાર્થમાં વિરોધ નથી એવું તેઓ માને છે. યાજ્ઞવલ્ક્ય ઋષિ, તુકારામ વગેરે ગૃહસ્થીઓ હતા. તેઓ સંસારમાં હતા, તેમનામાં સંસાર નહોતો. સંસારમાં રહીને પણ ઈશ્વર પ્રાપ્તિની તીવ્ર અભિપ્સા રાખી શકાય. કારણ "જગત ઈશ્વરથી ભિન્ન નથી બલ્કે ઈશ્વરની જ એ અભિવ્યક્તિ છે." સંસારને તેના સાચા સ્વરૂપમાં જોતાં જોઈએ એનાથી ભાગવાની જરૂર નથી. કર્મ કરતાં રહીને અનાસક્ત રહી શકાય છે. પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે તેથી સૂર્ય કાંઈ ભીંજાતો નથી, તેમ જ્ઞાની આત્માને માનવીય ગુણધર્મો કે સાંસારિક કર્મો સ્પર્શતા નથી."

સ્વામી મુક્તાનંદના મત પ્રમાણે ધર્મ એટલે જીવંત દૃષ્ટાંત, વ્યાખ્યાન નહીં; ધર્મ એટલે અનુભવ, કોરું જ્ઞાન નહીં; ધર્મ એટલે કશુંક બનવું, ફક્ત જાણવું નહીં. ઘણીવાર પંડિતો સાથે ચર્ચા કરવાનો પ્રસંગ એમને આવે છે, પણ તત્ત્વજ્ઞાન વિષે વાદવિવાદનો તેમને ખાસ કાંઈ ઉપયોગ નથી કોઈને પણ તેઓ ધર્મ પરિવર્તન ની સલાહ આપતા નથી કારણ પોતાના ધર્મનું હાર્દ જાણવાથી બધાં ધર્મનો સાર જાણી લેવાય છે. જાદુઈ ખેલ જેવી સિદ્ધિઓને અને ચમત્કારોને તેઓ આધ્યાત્મિક પ્રગતિની સાથે સમાનતાએ નથી

મૂકતા. તેઓ તો પૂછશે કે આ ઊગતો સૂર્ય, વધતીઘટતી ચંદ્રની કળાઓ, ખીલતા ફૂલ અને ગાતાં પક્ષીઓથી વધીને કયો ચમત્કાર હોઈ શકે? ઈશ્વરના આ સહજ ચમત્કારો સામે નાના નાના ચમત્કારો કરવા એ તો સૂર્યની સામે મીણબત્તી ધરવા જેવું છે. સ્વામીજી જે મહાન ચમત્કાર કરે છે કે જે તેમના શિષ્યોમાં જોવામાં આવે છે. તે છે મનુષ્યનું આંતરપરિવર્તન, મન અને આત્માનું શુદ્ધિકરણ, જીવન પ્રત્યે બદલાયેલું દૃષ્ટિબિંદુ-જે દ્વારા રોજીંદા જીવનમાં ઘૃણા, તમસ અને વિનાશનું સ્થાન પ્રેમ, પ્રકાશ અને રચનાત્મકતા લઈ તેને દિવ્ય બક્ષિસરૂપ બનાવે છે.

સ્વામી મુક્તાનંદના ઉપદેશો વિષે આશ્રમના વાર્ષિક મુખપત્ર, "ગુરુદેવવાણી" માં ઘણું લખાયું છે, પણ એમના જીવનચરિત્ર વિષે ખાસ કંઇ જ નથી. એ આશ્ચર્યની વાત નથી. સંતો ભૂતકાળને સંઘરી રાખતા નથી. યાદગાર પ્રસંગોની તેઓ ભાગ્યે જ નોંધપોથી રાખતા હોય છે. તેમનું વ્યકિતત્વ પરમતત્ત્વમાં એવું એકરૂપ થઈ ગયું હોય છે કે એમને પોતાની કે પોતાના ભૂતકાળની યાદ કરવાની ઈચ્છા સરખી હોતી નથી. વળી અધ્યાત્મયાત્રાને શબ્દોમાં ઊતારવી એ રહેલું નથી. સામાન્ય રીતે ચરિત્રકાર અને ઈતિહાસકારને જોઈતું કથાવસ્તુ એમાં ખૂટતું હોય છે. એના સરકારી કે બીન-સરકારી ટીપ્પણો નથી જળવાયેલાં હોતા, વર્તમાન પત્રો કે સામયિકોના પરિશિષ્ટોમાં એની નોંધ નથી હોતી, એવી ટેપ કે એવા ચલચિત્રો નથી હોતા કે જેમાંથી એમના જીવનની અગત્યની હકીકતો

મેળવી શકાય. અધ્યાત્મિક મથામણ બાહ્ય જગતમાં ખુલ્લી રીતે નથી થતી હોતી કે વર્તમાનપત્રોના ખબરપત્રીઓની નોંધમાં પણ નોંધાતી નથી હોતી. અધ્યાત્મ સાધનામાં અનેક કસોટીઓ, સંઘર્ષો ને સફળતાની નાજુક ક્ષણો આવે છે, પણ જગતને એની ભાગ્યે જ જાણ હોય છે.

૧૯૬૮માં સ્વામીજીની ૬૦મી જન્મજયંતિને પ્રસંગે તેમના જીવનની આછી રૂપરેખા પ્રકાશિત કરવાનો સુવિચાર અમ્માને (શ્રી પ્રતિભાબેન ત્રિવેદી) સ્ફુર્યો અને આ મુશ્કેલ કામ પાર પડ્યું. ✓સંસ્કૃતના અધ્યાપિકા તરીકે વર્ષો સુધી કામ કર્યું હોઇને હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો એમને ઊંડો અભ્યાસ છે. આ પુસ્તકના અંતિમ ભાગમાં વર્ણવેલા કેટલાક પ્રસંગોના તેઓ સાક્ષી પણ છે. સ્વામીજીના પરિચયમાં આવેલા બીજા માણસો પાસેથી એમના જીવનના પ્રારંભના વર્ષોની માહિતી મેળવવાની એમને ઘણી તકો સાંપડી. થોડા વર્ષો સુધી સ્વામી નિત્યાનંદજીના સહવાસનો લાભ એમને મળ્યો હતો. આજે તો સ્વામી મુક્તાનંદજીના સૌથી જૂના અને ભક્તિનિષ્ઠ શિષ્યોમાંના તેઓ એક છે. તેમની પોતાની માહિતી, વખતો વખત તેમણે નોંધેલા સ્વામીજીના છૂટા છવાયાં સંસ્મરણો, અને જૂના ભક્તો પાસેથી મેળવેલા સ્મરણોને એકઠા કરીને તેમણે આ એક સળંગ અને તાદૃશ કથાનક તૈયાર કર્યું છે.

અભ્યાસ કરતાં બાહ્ય પ્રવૃત્તિનો વધુ શોખ ધરાવતા સ્ફૂર્તિયુક્ત અદમ્ય બાળકનું, સ્વામી નિત્યાનંદજી સાથે થયેલા તેના અચાનક

મેળાપનું, ૧૫ વર્ષની ઉંમરે ઘરની હૂંફ અને રક્ષણ છોડીને ચાલી નીકળેલ કિશોર કૃષ્ણનું અમ્માએ સુંદર રેખાચિત્ર દોર્યું છે. કૃષ્ણની જે સત્યની શોધ ૩૦ વર્ષ ચાલવાની હતી તેની એ શરૂઆત હતી. શાળાના અભ્યાસ તરફ બેદરકાર રહેતા બાળકને પાછળથી ઉત્સાહપૂર્વક શાસ્ત્રના અભ્યાસમાં લીન થએલો આપણે જોઈએ છીએ. સહજમાં ઉશ્કેરાઈ જતો એ બંડખોર જુવાન, જે જે આશ્રમમાં રહ્યો તેની કડક શિસ્તનું ખુશીથી પાલન કરતો ને સખત શારીરિક પરિશ્રમનું કે હલકામાં હલકું કામ ધૃણા વિના કરતો. ભૂખ, થાક કે ઠંડીને ગણકાર્યા વિના, દેશના એક છેડાથી બીજા છેડા સુધી મોટે ભાગે પગપાળા જ એણે મુસાફરી કરી. જાતે જ વહોરી લીધેલી એ કસોટીમાં આશા અને નિરાશાની ધૂપછાંવ આવતી રહેતી. પરિણામે જીવનના અનેક પાસાં તેણે જોયા, અનેક પ્રકારના લોકોને મળ્યો. બાહ્ય વિચિત્રતાઓને લીધે જેની આધ્યાત્મિક પ્રાપ્તિ છુપાયેલી રહેતી એવા અને અનેક અસામાન્ય યોગીઓને પણ એ મળ્યો. તપની કુપ્પીમાં તપીને તેના તન, મન અને આત્મા જાણે લોખંડી બન્યા હતા, પણ ગણેશપુરીમાં સ્વામી નિત્યાનંદને મળ્યા ત્યાં સુધી આધ્યાત્મિક સાધનાનું સર્વોચ્ચ શિખર પ્રાપ્ત થયું ન હતું. ઈ. સ. ૧૯૪૭માં ૧૫ મી ઓગષ્ટના ઐતિહાસિક દિવસે જ એમને આ પુસ્તકમાં વર્ણવ્યા મુજબના અનુભવો થયા જેથી જીવનની દિશા બદલાઈ ગઈ. યૌગિક સાધનાની નોંધપોથીમાં મળતું દુર્લભ છતાં પણ મોહક એવું ગુરુશિષ્યના મિલન પ્રસંગનું વર્ણન લેખિકાએ સ્વામીજીના શબ્દોમાં આલેખ્યું છે.

બુદ્ધિથી અગમ્ય એવી પરમશાંતિ વાંછનારને આ નાનકડું પુસ્તક પ્રેરક અને રસપ્રદ નીવડશે. આ જીવનકથાના નાયકે જે માર્ગ ખેડયો તે લાંબો અને કપરો હતો, પણ આજે એમને જે અનુસરે તેને માટે એ સરળ છે. જીવનના કોઇપણ ક્ષેત્રની વ્યક્તિ માટે જાતિ, ધર્મ કે પંથના ભેદભાવ વગર–પછી તે ભણેલા હોય કે અભણ–તેમના દ્વાર સદાને માટે ખુલ્લાં છે. માત્ર આત્મસાક્ષાત્કારની તળમળ કે તીવ્ર આકાંક્ષા તેનામાં હોવી જોઇએ.

નવી દિલ્હી.
જાન્યુઆરી ૧, ૧૯૬૯.

**બી. આર. નંદા**
ડાયરેકટર,
નેહરૂ મેમોરિયલ મ્યુઝિયમ.

# ※ અનુક્રમણિકા ※


પ્રકાશકનું નિવેદન ... (૩

આમુખ— (૫

પ્રસ્તાવના.... (૭

૧ પ્રારંભના વર્ષો ૧

૨ સત્યની શોધમાં [illegible]

૩. સદ્‌ગુરુ પ્રાપ્તિ અને સાધના ૨

૪ ગણેશપુરીમાં ૭

૫. જીવનકાર્ય અને ઉપદેશ ૫

૬. પરમાર્થ કથા પ્રસંગ ૬

૭. શ્રી ગુરુદેવ આશ્રમ ૮

પરિશિષ્ટ—કુંડલિની યોગ ૮

# ૧
# પ્રારંભનાં વર્ષો

મૈસુર રાજ્યના દક્ષિણ કર્ણાટક જીલ્લામાં, 'ધર્મસ્થલ' નામનું વર્ષો જૂનું પ્રસિદ્ધ યાત્રાનું ધામ છે. દર વર્ષે દક્ષિણ ભારતના હજારો ભક્તો, ભગવાન મંજુનાથ મહાદેવની કૃપા પ્રાપ્ત કરવા ધર્મસ્થલ જતા હોય છે.

આ ભક્તોમાં એક શ્રદ્ધાળુ સ્ત્રી પણ રોજ ભગવાન મંજુનાથના મંદિરે જતી અને પુત્રપ્રાપ્તિ અર્થે એમની કૃપા માટે પ્રાર્થના કરતી. અચાનક એક દિવસ એને ઘેર એક સાધુ આવ્યા અને એ પ્રસંગથી ભગવાન મંજુનાથમાં એની શ્રદ્ધા વધુ દૃઢ થઈ. સાધુએ તેની મનોકામના જાણીને તેને "ૐ નમઃ શિવાય" મંત્રના જપ કરવાનો આદેશ આપ્યો અને જતાં જતાં કહ્યું, "અલ્પ સમયમાં જ ભગવાન તને પુત્ર આપશે."

થોડા જ સમયમાં આ પવિત્ર ધર્મનિષ્ઠ સન્નારીની તીવ્ર ઈચ્છા ફળીભૂત થઇ. ૧૬મી મે ૧૯૦૮ની વૈશાખી પૂર્ણિમાનો એ દિવસ હતો. પ્રાતઃકાળે અસાધારણ સંજોગમાં એણે એક પુત્રને જન્મ આપ્યો. ઘરના વિશાળ આંગણામાં, નારિયેળના ઝાડ નીચે રોજની માફક એ મુખપ્રક્ષાલન કરતી હતી, ત્યારે

અચાનક, કોઈ પણ જાતની ચેતવણી આપ્યા વિના જ, આવે પ્રસંગે કલ્પનામાં પણ ન આવે એવી સ્ફુર્તિથી, બાળકનો જન્મ થયો અને ઝાડને ફરતી ક્યારીનાં પાણીમાં એ પડ્યો. ભવિષ્યમાં જે સ્વામી મુક્તાનંદ પરમહંસને નામે પ્રસિદ્ધ થવાના હતા તે બાળકનો આ રીતે જન્મ એમની સ્વાભાવિક સ્ફુર્તિ અને ચપળતાનો સૂચક હતો. જાણે અનન્ત વિશ્વમાં ભ્રમણ કરવા સર્જાયો ન હોય તેમ ખુલ્લા આકાશ નીચે, ધરતીને ખોળે એમનો જન્મ થયો. એ મુક્ત આત્માને, વિશાળ ગગનમંડળે વધાવ્યો. તે સમયે વૃક્ષોના ઝુંડમાં થઈને આવતાં બાળસૂર્યના કોમળ કિરણો આસપાસની હરિયાળી ભૂમિ પર તડકા છાયાનો સાથીઓ પૂરી રહ્યાં હતાં, મંદ મંદ વહેતી નેત્રાવતીનું મધુર સંગીત સંભળાતું હતું અને નારિયેળના ઊંચા વૃક્ષો, પવનથી હાલતા પાન વડે, તેમાં લય પૂરાવતાં હતાં.

પરમાત્માની ભેટ તરીકે એ બાળકને સૌએ આવકાર્યો. એનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું. સોનાચાંદીથી એને જોખ્યો અને તે બાળક ભગવાન મંજુનાથનો કૃપાપ્રસાદ હોઈ કૃતજ્ઞતાપૂર્વક તે સોનાચાંદીની, તેમને ભેટ ધરી દીધી. આમ મેંગલોરની નજીકના ગામમાં ધર્મનિષ્ઠ અને શ્રીમાન કુટુંબમાં એનો જન્મ થયો. પિતા મોટા જમીનદાર હતા. નેત્રાવતી નદીને કાંઠે રમણીય શાન્ત સ્થળમાં એમનું મોટું ઘર હતું, ડાંગરના હરિયાળાં ખેતરો અને નારિયેળીના ઝુંડો નિઃસર્ગના સૌંદર્યમાં વૃદ્ધિ કરતાં હતાં

સમય જતાં કૃષ્ણ મોટો થયો, દેખાવે સુંદર અને સુદૃઢ, સ્વભાવે ચપળ અને મેધાવી. તેની ભાવગંભીર આંખોથી તે સૌને આકર્ષતો. શાળાના બીજા વિદ્યાર્થીઓમાં તે જુદો જ

તરી આવતો. તે આનંદી, કલ્પનાશીલ, ચતુર અને તોફાની હતો. નાનપણથી જ એનામાં નેતાના ગુણ દેખાતા. એને શાસક થવું ગમે, પણ કોઈનું શાસન સ્વીકારવું ન ગમે. પોતે ઝઘડો ઊભો ન કરે, પણ ઝઘડામાં સંડોવાવું પડે તો એના જેવો નિર્દયપણે ઝઘડવાવાળો પણ કોઈ નહીં! એ કદી અન્યાય સહન ન કરે, ન તો કોઈ એને ઉલ્લુ બનાવી શકે. તેના તેજીલા સ્વભાવને ઉશ્કેરાતાં વાર ન લાગતી. તે ખૂબ જ સ્વતંત્રતાપ્રિય હતો અને આશ્ચર્યની વાત તો એ હતી કે કૃષ્ણનો કોઈ નિકટનો મિત્ર ન હતો. ઘરમાં કે બહાર ક્યાંય આસક્તિ નહોતી. માએ એને ખૂબ લાડ લડાવ્યાં પણ તેથી તે છકી નહોતો ગયો. સૌ એને ચાહતા. એનું રમતિયાળપણું અને નિર્દોષ તોફાન સૌને વહાલાં લાગતાં. એનામાં એક વિશેષ પ્રકારની સ્ફુર્તિ જણાતી. શૈશવમાં પણ ગરિમા વર્તાતી.

કૃષ્ણની માનસિક સ્થિતિ અને આંતરચેતના પણ સમવયસ્ક બાળકો કરતાં કાંઈ વિલક્ષણ જ હતી. તે કુશાગ્ર બુદ્ધિવાળો હતો. પણ શાળાના અભ્યાસક્રમમાં એને જરાય રસ નહોતો પડતો. કોઈ પણ મત કે સિદ્ધાન્ત તેને આકર્ષતા નહિ. કારણ પ્રત્યક્ષ નિરીક્ષણ અને અપરોક્ષ અનુભવ જ એને સમાધાન આપી શકતા. દૂર દૂરના દેશોની વાત એને ખૂબ ઉત્સુક અને અસ્વસ્થ બનાવી મૂકતી. ઘણીવાર એ કહેતો, "એક દિવસ હું આપણા દેશના દૂર દૂરના સ્થળોએ જઇશ અને ઘણું બધું શીખીશ." એ ખૂબ મહત્ત્વાકાંક્ષી અને સાહસપ્રિય હતો. એને વીર પુરુષ બનવાની બહુ ઇચ્છા થતી. પોતાના વર્ગના બીજા બાળકો કરતાં શારીરિક અને માનસિક વિકાસમાં ઘણો આગળ હોઇને, તેઓ તેને જડ જેવા લાગતા. એનો અધીરો સ્વભાવ મંદતાને અને કુવડપણાને

જરાય સાંખી ન શકતો. એવાઓની સંગતિમાં પોતે પણ સુસ્ત અને સ્થગિત થઇ જશે એમ તેને લાગતું અને સ્થગિત અવસ્થામાં રહેવું એ એને મન મૃત્યુ સમાન હતું.

પંદર વર્ષની વયે કૃષ્ણને સ્વામી નિત્યાનંદનો પ્રત્યક્ષ મેળાપ થયો કે જે એના જીવનમાં પરિવર્તન લાવનારો પ્રસંગ બની રહ્યો. સ્વામી નિત્યાનંદ એ સમયે અવધૂત દશામાં દક્ષિણ કર્ણાટકમાં વારંવાર વિચરતા જોવામાં આવતા. ન્યાતજાતના ભેદભાવ વિનાના તેમનાં અનેક ભક્તો હતા. એક વખત મેંગલોરની પાસે કદરી વનમાં સ્વામી નિત્યાનંદજીના માનમાં એક મુસલમાન શ્રીમંતે ભંડારો કરેલો. અહીં કિશોર વયના કૃષ્ણને સ્વામી નિત્યાનંદનો ભેટો થયો. નિત્યાનંદજી એને વહાલથી ભેટ્યા અને હળવેથી ગાલ પર પ્યારભરી ટપલી મારી પછી સહસા સ્વામીજી એને છોડીને ચાલી ગયા. કૃષ્ણ એમને જતાં જોઈ જ રહ્યો. એટલા ઝડપથી એ ચાલતા કે જાણે પૃથ્વીને એમના પગ અડકતા જ ન હતાં. • કિશોરહૃદયે કાંઇક વિચિત્ર ચુંબકીય આકર્ષણ અનુભવ્યું. ખાસ કરીને એમની આંખોની એના મન પર લાંબા સમય સુધી અસર રહી. સ્વામી મુક્તાનંદ આ પ્રસંગને અનુલક્ષીને કહે છે, "એ સ્મૃતિ એટલી તાદૃશ છે કે હું એને કદી ભૂલી શકતો નથી. અમૂલ્ય નિધિની માફક એની સ્મૃતિ મારા હૃદયમાં હંમેશાં રહેશે."

આ પ્રસંગ બાદ કૃષ્ણ વધુ બેચેન અને અધીરો બન્યો. અભ્યાસ પરત્વેની તેની અરુચિ ખૂબ વધી પણ એને ખબર નહોતી કે તેને શેની ઊણપ સાલતી હતી. જાણે ઘર અને

ગામ છોડી ક્યાંક દૂર દૂર ચાલી જાઉં એવી ઉત્કટ ઇચ્છા થતી, એવું તેમને આજે યાદ છે.

કૃષ્ણના પિતા સુશિક્ષિત અને ધાર્મિક વૃત્તિવાળા હતા. રોજ રાત્રે કુટુંબીજનોને ભેગાં કરી તેમને રામાયણ અને મહાભારતના કથાપ્રસંગો વાંચી સંભળાવતા. ઉત્સવના દિવસોમાં સાધુસંતો અને પંડિતોને પોતાને ઘેર આવવા નિમંત્રણ આપતા, એમના ધાર્મિક પ્રવચનો યોજતા, મહાભારતની કથાઓને આધારે ભજવવામાં આવતી 'યક્ષગાન' નામની નૃત્યનાટિકાઓ પણ તેઓ ગોઠવતા. કૃષ્ણને આ બધું જોવાની અનેક તક સાંપડતી અને તેમાંય સાધુઓ અને યોગીઓના રહસ્યમય ચરિત્રોમાં એને ખૂબ રસ પડતો. તેમનાથી પ્રભાવિત થયેલો કૃષ્ણ, તેમની શક્તિઓને, તેમની દિવ્ય દૃષ્ટિની, જ્ઞાનની અને ખાસ કરીને રાજા મહારાજાઓને પણ તેમના ચરણોમાં ઝૂકાવનારા સામર્થ્યની ખૂબ પ્રશંસા કરતો. એનેય એવા સાધુ થવાનું મન થતું પણ સાધુ એટલે શું તેની સમજણ ત્યારે તેને નહોતી. એક જગ્યાએથી બીજી જગ્યાએ ફર્યા કરવું એટલે સાધુ થવું એવી એના સરળ મનની કલ્પના હતી.

સાધુ થવાની એની આ ઇચ્છા એટલી પ્રબળ થઇ ઊઠી કે સ્વામી નિત્યાનંદને મળ્યા પછી છએક મહિનામાં જ, એક સવારે ઘર અને ગામ છોડી એ ચાલી નીકળ્યો. શાળાએ જવાને બદલે મેંગલોર શહેરમાંથી ચારમાડી ઘાટ તરફ, ગાઢ જંગલમાંથી છવાયેલી પર્વતમાળા તરફ, તેણે પગલાં વાળ્યાં. જાણે પીંજરામાંથી પંખી ઊડી ગયું. સ્વતંત્રતાનો એ પૂજારી હતો. માની પ્રેમરૂપી શૃંખલા એ મુક્તિના પ્રેમીને ન બાંધી શકી. પાસે એક રાતી પાઇ પણ ન હતી છતાં એની એને

ચિંતા ન હતી. ખુદ ભગવાન જ્યારે કોઈના હૃદયને અદૃશ્ય દોરથી બાંધી ખેંચતો હોય છે ત્યારે તેની દેખભાળની સમગ્ર જવાબદારી તેની પોતાની જ છે. ઘર છોડયું ત્યારથી કૃષ્ણને આ વાતની અનેક વેળા પ્રતીતિ થઇ. ઘાટના રસ્તે એક લોરીવાળાએ એને પોતાની લોરીમાં બેસાડી દીધો અને ચા–નાસ્તો પણ આપ્યો.

કૃષ્ણ મૈસુર ગયો. ત્યાંથી ધારવાડ જીલ્લામાં હુબળી પહોંચ્યો. ત્યાં કોઇકે એને સિદ્ધારૂઢ સ્વામી નામના મહાન સિદ્ધપુરૂષના મઠમાં જવા સૂચવ્યું. મઠમાં એને તરત જ આવકાર મળ્યો. ત્યાં એણે સંસ્કૃત ભાષા અને યોગ તથા વેદાન્તના સિદ્ધાન્તોનો પ્રાથમિક અભ્યાસ કર્યો. પરિણામે જેનાથી આગળ કંઇ જ નથી એવા પરમ સનાતન સત્યનો અર્થ એને સમજાયો. અહીં જ એણે સંન્યાસ અંગીકાર કર્યો. એના તપસ્વી જીવનના અહીં શ્રીગણેશ મંડાયા. એ હવે સ્વામી મુક્તાનંદ બન્યો અને નામના સાચા અર્થ અનુસાર દિવ્ય આનંદના વિશાળ ગગનમાં ઉચ્ચ ઉડ્ડયનો કરવા તે મુક્ત પંખી બન્યો.



સ્વામી શ્રી મુક્તાનન્દજી સાધના સમયે

## ૨
# સત્યની શોધમાં

•૧૯૨૯માં સિદ્ધારૂઢ સ્વામીએ મહાસમાધિ લીધી પછી થોડા જ સમયમાં સ્વામી મુક્તાનંદે હૂબળી છોડયું. પરમ સત્યની શોધમાં સ્વામીજીની એકાકી યાત્રા હવે શરૂ થઈ. એમણે વર્ષો સુધી એક સ્થળેથી બીજે સ્થળે ભ્રમણ કર્યું, પવિત્ર ધામોની યાત્રા કરી અને અનેક સાધુસંતો અને સિદ્ધપુરુષોને મળ્યા. એમને કેવળ એક જ લગન હતી પરમતત્ત્વના રહસ્યને પામવાની.

હૂબળી છોડયા બાદ ધારવાડ જિલ્લામાં, ગૈરણી હાળે મઠના અધિષ્ઠાતા અને સિદ્ધારૂઢ સ્વામીના શિષ્ય સુપ્પીનાર્ય સ્વામી પાસે તેઓ થોડો સમય રહ્યા. તેમની પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો. અભ્યાસકાળ દરમિયાન તેઓ મઠમાં સેવા પણ કરતા. મઠ પાસેની નાની ટેકરી પરના મંદિરના બાંધકામમાં એમણે શ્રમદાન પણ કરેલું.

ધાવણગિરીમાં સ્વામી શિવાનંદના મઠમાં પણ સ્વામીજી રહેલા અને ત્યાં વિચારસાગર, પંચદશી, યોગવાસિષ્ઠ, પંચકરણ વગેરે વેદાંતના ગ્રંથોનો એમણે અભ્યાસ કર્યો. પછી વારાણસીમાં શૈવ આચાર્યના મઠમાં રહી શૈવ સિદ્ધાંતનો પણ અભ્યાસ કર્યો.

કાવ્યપ્રેમી હોઇને એમણે જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ, સમર્થ રામદાસ વગેરે મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સંત કવિઓના અમર કાવ્યો કંઠસ્થ કરી લીધાં. ઔરંગાબાદ જિલ્લામાં એ ખૂબ ફર્યા અને ત્યાંના મન્સુર મસ્તાના, નિપટ નિરંજન, અમૃતરાય, જનાર્દન સ્વામી, માનપુરી વગેરે મહાન સંતોના તત્વજ્ઞાનભર્યા કાવ્યો હૃદયગત કરી લીધાં.

તેઓ મોટેભાગે પગપાળા જ ભ્રમણ કરતા અને વિશાળ દુનિયાનો બહોળો અનુભવ મેળવતા. જે કાંઇ જોતા તે મનની નોંધપોથીમાં નોંધી લેતા. માર્ગમાં જે કાંઇ મળ્યું તેનું જ્ઞાન સંપાદન કરતાં. તક મળતાં ૮૪ આસનો પણ શીખી લીધાં અને શરીરને નિરોગી અને સુદૃઢ બનાવ્યું. આયુર્વેદનું અને ઔષધિઓનું તેમણે ઊંડું જ્ઞાન મેળવ્યું અને ઘણા રોગીઓની ચિકિત્સા કરી. પાકશાસ્ત્રમાં પણ એમણે નિપુણતા મેળવી.

સત્યની શોધમાં પરિભ્રમણ કરતા સ્વામીજીને અનેકવિધ મુશ્કેલીઓ વેઠવી પડી. કેટલીકવાર રેલગાડીના રસ્તાની બાજુમાં તેઓ ચાલતા અને રાત્રે પૂલ નીચે સૂઇ રહેતા અન્ન કે આશરો કદી માંગતા નહીં, અને ઘણીય વાર એમને ભૂખ્યા રહેવું પડતું. વણમાંગ્યે કોઇ કાંઇ આપે તો તે સ્વીકારતા. રાજસ્થાનમાં એકવાર ભૂખના માર્યા માટી ગાળીને પીધી હતી. અને વારાણસીમાં કેટલાક દિવસો સુધી, પવિત્ર ગંગાની પૂજા અર્થે ભાવિકોએ પાંદડામાં મૂકેલા નૈવેદ્ય ખાઇને ક્ષુધાશમન કરેલું.

કમ્મરે કેવળ એક ટુવાલ વીંટાળીને હરદ્વારમાં કડકડતી ઠંડીના દિવસો સ્વામીજીએ વીતાવલા. નજીકની ટેકરી પરના

જંગલમાં જઈ રાત્રે દરગાહ પરની ચાદર ઓઢી લેતા અને સવારે પાછી યથાવત્ મૂકી દેતા. સ્વામીજી આમ ખુલ્લામાં રહ્યા, વહેતાં ઝરણાંનાં પાણી પીધાં, કડકડતી ઠંડીમાં, બાળી મૂકે એવી ગરમીમાં અને ધોધમાર વર્ષામાં લગભગ નગ્ન શરીરે ફર્યા. પરિણામે મેલેરિયા અને મરડાના રોગના ભોગ થઈ પડ્યા.'

સ્વામીજી અનેક પ્રકારના લોકોના સમાગમમાં આવ્યા—સંત અને સેતાન દરેક પાસેથી એમણે કંઈક સાર ગ્રહણ કરી લીધો. મોટે ભાગે તેઓ મંદિર કે મઠમાં રહેતા. ત્યાં પણ એમને અનેક સારામાઠા અનુભવો થયા. કેટલાક સાધુઓની સાથે સાથે તેમને પણ પોલિસે બે વખત પકડેલા—એક વખત ગુજરાતના સૂરત શહેરમાં અને બીજી વખત બિહારના મોગલસરાઈમાં. એમના પરિભ્રમણની અનેક રસપ્રદ વાતો અને સંસ્મરણો તેમની પાસેથી સાભળવા મળે છે.

૧૯૩૫ની આસપાસ, કાઝગામમાં, અમરદાસ નામે એક પાખંડી સાધુનો એમને ભેટો થઈ ગએલો. સ્વામીજીના એક અંતરંગ ભક્ત વામન સોનીએ, સ્વામીજીના એની સાથેના સહવાસની વાત કહેલી. એમ લાગે છે કે સ્વામીજી તે વખતે કોઈ એકાંત, શાંત સ્થળની શોધમાં હતા કે જ્યાં અજ્ઞાતપણે રહી તેઓ સાધના કરી શકે. હરિભક્ત નામનો એક માણસ સ્વામીજીને અમરદાસ પાસે લઈ ગયો ત્યારે વામન ત્યાં હતો. તેણે અમરદાસને કહ્યું, "મારુતિના મંદિરમાં થોડા દિવસથી આ સ્વામીને હું જોઉં છું અને તમારી ઇચ્છા હોય તો તમે એને તમારી પાસે રાખો." અમરદાસે નામ પૂછ્યું ત્યારે સ્વામીજીએ કહ્યું, "મારૂં નામ કૃષ્ણદાસ." કાંઈ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે ખરૂં? એવું પૂછતાં સ્વામીજીએ ના કહી અને કહ્યું

કે વાશીદું પાણી કરતાં આવડે છે. અમરદાસ અને બીજા બધાંએ માની લીધું કે આ નકામો માણસ છે, ઘરમાંથી ભાગી આવેલો લાગે છે. છતાં અમરદાસે સ્વામીજીને પોતાની સાથે રહેવા દીધા. અહીં સ્વામીજી વાશીદું વાળતા, વાસણ માંજતા, નદીમાંથી પાણી ભરી લાવતા અને બાકીનો સમય નદીને સામે કાંઠે એકાંતમાં બેસી સાધના કરતા. સાથે જ કોઈ મૂરખ અજ્ઞાનીની માફક તેઓ વર્તતા. થોડા દિવસ બાદ, વામન સોની અને પાંડે નામના એક શિક્ષકને સ્વામીજીની સાધનાનો સાચો પરિચય થયો. પણ સ્વામીજીએ બંનેને એ બાબત ચૂપ રહેવા કહી રાખેલું.

બે મહિના બાદ એક ગમ્મત થઈ. કૃષ્ણદાસ પોતાનું કામ સંતોષકારક રીતે કરતો જોઈને હરિભક્તને થયું કે કૃષ્ણદાસ શિષ્ય બનવા ઉત્સુક છે એટલે એણે અમરદાસને તે વિષે કહ્યુ. પણ એ કહે, "શિષ્ય બનાવતાં પહેલાં એની પરીક્ષા લેવી જોઈએ, તું જ પરીક્ષા કરી લે."

એટલે હરિભક્તે તો સ્વામીજીને સવાલ પૂછવાની શરૂઆત કરી. "કૃષ્ણદાસ, તને શાસ્ત્રનું કાંઈ જ્ઞાન છે ખરું કે ? માનવ શરીરમાં કેટલી ઇન્દ્રિયો છે ?" સ્વામીજી કહે, "મને કાંઈ ખબર નથી. બાર કે વીસ કે એવી કાંઈ હશે." અને પછી તો હરિભક્તે સ્વામીજીને ભણાવવા માંડયું. "જો સાંભળ, ઇંદ્રિયો દસ છે. પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય. ... છે એ કઈ કઈ તે ?"

સ્વામીજી કહે 'ના.' હરિભક્તે બધી ગણી બતાવી અને એનાં નામો ગોખવા કહ્યું. સ્વામીજી તો ઢંગધડા વગર

સાચું ખોટું ગોખવા મંડયા. વામન સોની આ નાટક જોઈ જ રહ્યો, એ ખડખડાટ હસી પડત, પણ સ્વામીજીએ માર્મિક રીતે એની સામે જોયું અને તેમ કરતાં રોકયો. કૃષ્ણદાસ શિષ્ય થવાને નાલાયક ઠર્યો. સ્વામીજી આમ અમરદાસ સાથે છ મહિના રહેલા.

અનેક મુશ્કેલીઓ અને કષ્ટો વેઠ્યા છતાં સ્વામીજીના અંતરનો તરવરાટ એટલો પ્રબળ હતો કે એમણે ત્રણ વખત તો સમગ્ર ભારત ખંડની યાત્રા કરી અને હિમાલયમાં પણ અનેકવાર ગયા. વિધાતાનો અદૃશ્ય હાથ એમને દોરી રહ્યો હતો, રક્ષણ કરી રહ્યો હતો, એવું અનેકવેળા એમણે અનુભવ્યું હતું. એક વખત જ્યારે હિમાલયમાં તેઓ પરિભ્રમણ કરતા હતા ત્યારે તેઓ ભૂલમાં અવળે માર્ગે ચઢી ગયા. એક કાળા કૂતરાએ એમને આગળ વધતા અટકાવ્યા. રસ્તાની અધવચ આવીને એ કૂતરો એક સરખો સ્વામીજી સામે ભસતો જ રહ્યો. છેવટે એમણે એ રસ્તો છોડી બીજો લીધો. ત્યાં તેમને બે સાધુઓ મળ્યા. તેમણે કહ્યું કે પહેલાં એમણે જે રસ્તો લીધો હતો તે તિબેટ તરફ જતો હતો અને જોખમભર્યો હતો.

બીજા એક પ્રસંગે, રાજસ્થાનમાં પુષ્કર તીર્થમાં સ્નાન કરતા હતા ત્યારે, ભાગ્યયોગે મગરના સકંજામાં ફસાતા બચી ગયેલા.

સ્વામીજી એક વખત મારવાડના એક રેલ્વે સ્ટેશન પર બેઠા હતા. ત્રણ દિવસના ભૂખ્યા હતા. એટલામાં એક સાધુ આવ્યો અને એમની બાજુમાં બેસી ગયો. એણે હોટેલમાંથી

અચ્છેર પુરી ભાજી મંગાવી. એમાંથી એક પુરી અને થોડું શાક એણે સ્વામીજીને આપ્યું. સ્વામીજીએ એ ખાધું, પાણી પીધું અને ઘસઘસાટ ઊંઘી ગયા. તેઓ મનમાં બબડ્યા, "ભગવાન દયાળુ તો ખરો પણ ઘણો કંજૂસ." જ્યારે જાગ્યા ત્યારે જોયું તો સાધુ ત્યાં જ બેઠો હતો. તરત જ તેણે સ્વામીજીને બાકીની પુરી અને શાક આપ્યાં, ને કહ્યું: "ત્રણ દિવસના ઉપવાસ પછી સામટું ખાવું ન જોઈએ." સ્વામીજીને ખૂબ નવાઈ લાગી કે એને કેવી રીતે ખબર પડી હશે? પણ એ કાંઈ પૂછે તે પહેલાં તો સાધુ ત્યાંથી અદૃશ્ય થઈ ગએલો.

ધારવાડ છોડયા બાદ સ્વામીજી મહારાષ્ટ્રમાં આવ્યા. એ પ્રદેશ માટે એમને વિશિષ્ટ આકર્ષણ થયું. એમણે મરાઠી ભાષા શીખી લીધી. નાસિક જીલ્લામાં યવલા ગામ એમનો મુખ્ય મુકામ બન્યો, જ્યાંથી તેઓ દેશના વિવિધ ભાગોમાં ફરતા. કોઈપણ એક સ્થળે તેઓ ઝાઝો સમય રોકાતા નહીં. થોડા જ વર્ષોમાં, મહારાષ્ટ્રના આ વિભાગમાં તેઓ જાણીતા થઈ ગયા અને એમના ભક્તોની સંખ્યા પણ વધવા લાગી. કેટલાક તો સ્વામીજીની રામેશ્વર અને બદ્રીનાથની યાત્રામાં પણ જોડાયા હતા.

યવલાથી સ્વામીજી ઘણીવાર ચાલીસગામ, કોકમઠાણ અને કસારા જતા. ત્યાંય તેમના ઘણા અનુયાયીઓ છે. કોકમઠાણમાં ભક્તોએ ગોદાવરીને કિનારે એમને માટે ત્રણ રડીઓ બંધાવેલી. ચાલીસગામમાં તેઓ ભૂતખાનામાં રહેતા. ભૂતખાનામાં ભૂત વસે છે એવી લોકોની માન્યતા હતી ા કોઈ ત્યાં રહેવાની હિંમત કરતું નહીં. આ દરેક સ્થળે ીજી નામ-સપ્તાહ કરતા. સાત દિવસ સુધી ભક્તો

ભેગા મળીને અખંડ નામધૂન કરતા. છેલ્લે દિવસે ભંડારો થતો. બાળકોને તેઓ પ્રેમથી ભેગાં કરી, તેમની પાસે પણ રોજ ધૂન કરાવી, પ્રસાદ વહેંચતા. પોતે પણ એકતારો લઈને ભક્તોની વચ્ચે બેસતા અને ભજન ગાતા. આજે પણ ત્યાંના ઘણા ભક્તો શ્રી ગુરુદેવ આશ્રમમાં સ્વામીજીના દર્શનાર્થે આવે છે અને એમની સાથે વીતાવેલા એ દિવસોને ભાવપૂર્વક સંભારે છે.

જળગાંવ જિલ્લાના પાટના ગામની પાસે ગાઢ જંગલમાં સ્વામીજીએ તપ કરેલું. ત્યાં દુર્ગાપાટનેશ્વરી દેવીનું મંદિર છે. સ્વામીજીની આ તપોભૂમિમાં ઘણા જંગલી પ્રાણીઓ હતાં. ઘણીવાર સ્વામીજી ધ્યાનમગ્ન હોય ત્યારે વાઘ નજીકમાં આંટો મારી જાય એવું બનતું. પ્રસિદ્ધ ઝરા પાસે આવેલા વાલ્જીરી (વાલ્મિકી) આશ્રમમાં પણ તેઓ થોડો વખત રહ્યા હતા.

સ્વામીજીએ તપોમય, સાદગીભર્યું, એકાંત જીવન પસંદ કર્યું હતું. શહેરના જીવનની દોડધામથી દૂર રહેવા, અને જે પરમતત્ત્વની શોધમાં એ હતા તેને હસ્તગત કરવા, દિવસો સુધી કોઈ ડુંગરો પર જઈ તેઓ રહેતા. ઔરંગાબાદ જિલ્લામાં પાટનાથી થોડા માઇલ દૂર પિતળખોરાની ગુફામાં પણ તેઓ રહેલા. ત્યાં આસપાસમાં કોઇ ગામ નહોતું. ચાલીસગામથી એમના ભક્તો સુકી રોટલી લઇ આવતા તે એમને એકાદ મહિના સુધી ચાલતી. કોઇ વણઝારા દૂધ લઇ આવે તેમાં તેઓ આ રોટલી પલાળીને ખાઇ લેતા. મહાન જ્યોતિર્વિદ ભાસ્કરાચાર્યનો આશ્રમ અહીં હતો એમ મનાય છે. સ્વામીજી જ્યાં રહેતા હતા તે ગુફામાંથી હજુ

હમણાં જ ખન્તનો મળી આવ્યો છે. ઔરંગાબાદ જિલ્લાના ગૌતલા નામના સ્થાનમાં જ્યા મહર્ષિ ગૌતમે તપસ્યા કર્યાનું કહેવાય છે ત્યાં પણ સ્વામીજીએ તપ કરેલું. ગૌતલા સાતમાળની ગિરીમાળામાં આવલું છે ધોળે દિવસે પણ ત્યાં હિંસક પશુઓ ફરતા જોવામા આવે છે વળી ઔરંગાબાદ જિલ્લામાં ચાપાનેર પાસે, સુરપાળનાથ નામના પર્વત પર પણ એક સાધુ સાથે સ્વામીજી રહેલા અને એમની પાસે યોગના કેટલાક અંગો શીખેલા.

નાસિક જિલ્લામા, યવલા પાસે, અંકાઇના પહાડ પર સ્વામીજી રહેતા હતા ત્યારે એક રામદાસી સાધુ પાસે એમણે તુલસીકૃત રામાયણનું પઠન કર્યું. એ દરમિયાન સાધુની ગાયોની તેઓ સેવા કરતા.

યવલાથી ત્રણેક માઇલ દૂર આવેલી સ્વામીજીની સુકીની સાધના કુટિર સૌથી વધુ મહત્વની છે. સ્વામીજીએ એ સ્થળ કેમ પસંદ કર્યું એ કથા રોમાંચક છે એક દિવસ ત્યાંના જમીનદાર સોપાનરાવની પત્ની બાજુના કૂવામાં પાણી ભરવા ગઇ ત્યાં એણે એક રથ કૂવામાં ઊતરી રહ્યો છે એવું દશ્ય જોયુ એમાં એક શિવલીંગ હતું, અને પાસે હનુમાન બેઠા હતા. આ દર્શનની વાત તેણે આસપાસ ઊભેલી સ્ત્રીઓને કરી અને તરત જ તે બેભાન થઇ ગઇ. તેના સ્વજનોએ એને ભાનમાં લાવવાના ઘણા ઉપાયો કર્યા પણ બધાય નિષ્ફળ ગયા. કોઇકે યવલામાં રહેતા સ્વામી મ્રાનંદની સલાહ લેવા સૂચવ્યુ એટલે એના પતિ સ્વામીજી ાને ગયા સ્વામીજી એની સાથે ટાગામાં સુકી ગયા પેલી ી તરત જ ભાનમાં આવવા લાગી, અને બીજી બાજુ

સ્વામીજી ધ્યાનમગ્ન થવા લાગ્યા નજીકના આંબાવાડિયામાં એક શાંત સ્થળ સ્વામીજીને પસંદ પડયું. ત્યાં જતાં જ તેઓ ધ્યાનસ્થ થઈ ગયા. તેમને ત્યાંનું વાતાવરણ એટલું બધું ગમી ગયું કે ત્યાં જ રહેવાનો એમણે નિર્ણય કર્યો, અને ભક્તોને પોતાનો નિર્ણય જણાવી દીધો

• સાંજ થતાં પહેલાં તો, આજુબાજુના ખેતરોમાથી શેરડીના પીછાટીયાં લાવીને ભક્તોએ એક કુટિર તૈયાર કરી દીધી. પાછળથી ભક્તોએ પાકી કુટિર બાંધી, આજે તો આજુબાજુ હરિયાળાં ખેતરો અને જમીન સુધી ઝુકેલી શાખાવાળા ઘટાદાર પાંચ આંબાની વચ્ચે એ કુટિર ખૂબ રળિયામણી લાગે છે આ કુટિરમાં જ સ્વામીજીને, સહસા જાગ્રત થએલી કુંડલિનીને કારણે અસાધારણ દિવ્ય અનુભવો થવા માડેલા અત્યારે પણ એ સ્થળે આધ્યાત્મિક સ્પંદનો અનુભવાય છે ઘણ.ય ભક્તો એ કુટિરના દર્શને જાય છે. અધ્યાત્મવિદ્યાના અભિપ્સુઓ ત્યા સાધના કરવા જાય છે સ્વામીજીને અહીં લાવવાની પરમાત્માની ઇચ્છા હશે તેથી આ પ્રસંગ ઉપસ્થિત થયો એમ તેઓ માને છે

ઘણીવાર મહિનાઓ સુધી સ્વામીજી કેવળ છાશ, દૂધ કે લીંબુના રસ પર રહેતા રખડાટભર્યા આ જીવનમા ત્રાસ વેઠવા છતાં પણ સ્વામીજીની ઇશ્વરપ્રાપ્તિ માટેની બેચેની તેમને કોઈપણ એક સ્થળે ઠરીને રહેવા ન દેતી શાસ્ત્રોમાથી મેળવેલું પરમાત્માનું પરોક્ષજ્ઞાન તેમને સંતોષી ન શક્યું. તેમને તો ભગવાનનો સાક્ષાત્ અનુભવ જોઈતો હતો તેઓ નિત્ય પરમસત્યની શોધમા રહેતા. એ કાર્ય માટે, ઊંચા

પર્વતો કે ઊંડી ખીણો, નદીનાળાં કે રાજસ્થાનના રણો, દક્ષિણની સપાટ ધરતી, ગુજરાતની સમતલ ભૂમિ કે દક્ષિણના તીર્થસ્થાનો, ટૂંકમાં ક્યાંય પણ જવું પડે તો તેની તેમને ફિકર નહોતી. એ કેવળ ઇશ્વરની શોધમાં હતા, એમને અંતરમાં દૃઢ પ્રતીતિ હતી કે જે એ માર્ગે ચાલ્યા હોય અને જેમણે ધ્યેય પ્રાપ્ત કર્યું હોય તે જ આ માર્ગ દર્શાવી શકે. અર્થાત્, જાણે અજાણ્યે, સ્વામીજી ગુરુની શોધમાં હતા. તેઓ જ્યાં જતા ત્યાંના સંતોને વિષે જાણવા ઉત્સુક રહેતા અને તેમને મળવા જતા. આમ ઋષિકેશમાં કેટલાક સાધુઓને મળ્યા. ગુફામાં તપ કરતા તપસ્વીઓને મળ્યા. ઉકરડા પર નગ્ન અવસ્થામાં પડી રહેનારા સિદ્ધોને મળ્યા. પણ એમના અંતરાત્માને જાગૃત કરી અનંત સાથે એકતાન કરી દે એવું કોઇ એમને ન મળ્યું. અથવા તો કહો કે તેમનો અધીર ને ખંડખોર આત્મા એમાંના કોઇનો સ્વીકાર ન કરી શક્યો. તેઓ સદા પ્યાસી માછલી જેવા આર્ત રહેતા. ઊંચે ને વધુ ઊંચે પર્વતો, વાદળ અને અંતરીક્ષમાં ઊડવા ઇચ્છતા પક્ષી જેવા હતા. સર્વવ્યાપક ચૈતન્યની સર્વોચ્ચ ભૂમિકાને આંબવા ઉત્સુક રહેતા તેની સાથે તાદાત્મ્ય સાધવાની એમને તાલાવેલી હતી



## ઝીપ્રુઅણ્ણા સાથે મેળાપ

સ્વામીજી અનેક સંતો અને સિદ્ધોને મળ્યા તેમાં બે સાથે એમને ગાઢ સંબંધ બંધાયો–એક જલગાંવ જિલ્લામાં આવેલા નશીરાબાદના ઝીપ્રુઅણ્ણા અને બીજા ઔરંગાબાદ જિલ્લામાં આવેલા વૈજાપુરના હરિગિરિબાબા.

ઝીપ્રુઅણ્ણા સાથેની સ્વામીજીની પહેલી મુલાકાતની વાત ઘણી રસપ્રદ છે. ચાલીસગામમાં રામદાસ ઝીપ્રુ નામનો કાપડનો વેપારી જે સ્વામીજીની સેવા–ભક્તિ કરતો હતો, તેનો મિત્ર દાદુ સોની એકવાર કાંઇ કામ અંગે નશીરાબાદ ગયેલો. ત્યાં કોઈક મિત્રે તેને કહ્યું કે ગામમાં ઝીપ્રુઅણ્ણા નામના મહાન સંત છે. જેમના દર્શન કરવા જેવાં છે. દાદુ તેમના દર્શને ગયો ને જોયું તો એક નંગધડંગ પુરુષ ઉકરડા પર બેઠો બેઠો કચરો ફંફોળતો હતો. આ જોઈને દાદુ નિરાશ થયો. તેને થયું કે સંત તે કાંઈ આવા હોતા હશે? જરૂર મિત્રે મારી મજાક કરી હશે. ઝીપ્રુઅણ્ણા એના મનનો વિચાર જાણી ગયા ને હસીને બોલ્યા, 'તારા ઘરમાં બે સંન્યાસીઓની એક છબી છે, તેમાંનો એક સંન્યાસી જીવંત છે. તું તેને કહેજે કે મને મળે.' દાદુ તો આ સાંભળી એકદમ ચકિત થઈ ગયો. વાત સાચી હતી. સંતે કહ્યું તે પ્રમાણે બે સંન્યાસીઓની છબી હતી અને તેમાંના હયાત સંન્યાસી તે સ્વામી મુક્તાનંદ. તેમને ઝીપ્રુઅણ્ણાએ મળવા બોલાવ્યા હતા.

ચાલીસગામ આવીને દાદુએ રામદાસને આ પ્રસંગ કહી સંભળાવ્યો. એટલે રામદાસે સ્વામીજીને ઝીપ્રુઅણ્ણાનો

સંદેશો કહ્યો. એમના અધીરા સ્વભાવ પ્રમાણે સ્વામીજી તો તરત ઝીપ્રુઅણ્ણાને મળવા નીકળી પડયા. દાદુએ જે સ્થિતિમાં અને જે સ્થાનમાં એમને જોયા હતા તે જ પ્રમાણે એમણે પણ જોયા. પણ બહારના વિચિત્ર દેખાવથી એ જરાય મુંઝાયા નહીં. એમને નવાઈ તો એ લાગી કે ઝીપ્રુઅણ્ણા ઉકરડા પર બેઠા હોવા છતાં નહોતી તો એમના શરીરને જરા સરખી ગંદકી લાગેલી કે નહોતી તો તેમાંથી દુર્ગંધ આવતી. ઉલ્ટું એમના શરીરમાંથી સુગંધ પ્રસરતી હતી. સ્વામીજી સંતની આધ્યાત્મિક પ્રતિભાથી ઠીક ઠીક પ્રભાવિત થયા. સ્નેહ અને સન્માનપૂર્વક એમણે કહ્યું : "હું દાદુ નથી કે તમને ન ઓળખું. મને ખબર છે તમે કોણ છો તે." આ સાંભળીને સંત ઘણા ખુશ થયા. તે દિવસથી જ બન્ને વચ્ચે પ્રેમનો સંબંધ બંધાયો, જે વખત જતાં ગાઢ થતો ગયો.

સ્વામીજી આ સર્વજ્ઞ એવા સંત અવધૂત ઝીપ્રુઅણ્ણાને અવારનવાર મળતા રહેતા. તેઓનો સ્વામીજી પર કેટલો પ્રેમ હતો તે નીચેના પ્રસંગો પરથી જણાશે. એક વખત સ્વામીજી યેવલા હતા ત્યારે એમને ખબર પડી કે એમના ભક્ત ભાઉશાસ્ત્રીની પત્ની ક્ષયરોગથી પીડાય છે. રોગ ખૂબ વધી ગયો હતો. ભાઉશાસ્ત્રી જ્યારે એમને મળ્યા ત્યારે સ્વામીજીએ એમને હળવો ઠપકો આપ્યો કે અત્યાર સુધી પત્નીની માંદગી વિષે તેમને કેમ કંઈ જણાવ્યું નહિ. સ્વામીજી એને ખાસ જોવા ગયા અને ભાઉશાસ્ત્રીને ખાત્રી આપતા કહ્યું કે એ હમણાં મૃત્યુ પામવાની નથી. તેની ગંભીર હાલત જોઈ સ્વામીજીને ઘણું દુઃખ થયું અને તરત જ ઝીપ્રુઅણ્ણાને

મળવા નશીરાબાદ જઈ પહોચ્યા હાથમા ખાલી બાટલી લઈને સ્વામીજીને આવતા જોઈને એમણે કહ્યુ "મારા પગ ધોઈને પેલી બીમાર સ્ત્રીને એ પાણી ઔષધ તરીકે આપવા માગે છે, ખરું ને?" સ્વામીજીએ કહ્યુ, "હા" એટલે હસીને ઝીપ્રુઅણ્ણાએ પગ લબાવ્યો સ્વામીજીએ એ ધોઈને બાટલીમા ચરણામૃત ભેગુ કર્યું અને ભાઉશાસ્ત્રીની પત્નીને પહોચાડયુ એ પીધા પછી તે થોડા દિવસોમા સાજી થઈ ગઈ આજેય તે તંદુરસ્ત છે.

તે દિવસોમા સ્વામીજીને માથાનો સખત દુખાવો થતો એક વખત એમણે ઝીપ્રુઅણ્ણાને એ વિષે કહ્યું તેઓએ સ્વામીજીને પોતાના ખોળામા બેસાડ્યા, તેમનુ માથુ પ્રેમથી ચાટ્યું અને આશીર્વાદ આપ્યા "તારી કીર્તિ આકાશ સુધી ફેલાશે" સ્વામીજીનો માથાનો દુખાવો તરત મટી ગયો

જ્યારે તેઓ છેલ્લા મળ્યા ત્યારે ઝીપ્રુઅણ્ણાએ એમને જલદી જવા ન દીધા અને સ્વામીજીએ કેટલીય આનાકાની કરી તોય નશીરાબાદના પાદર સુધી એમને વળાવવા આવ્યા પૂરા બે મહિનાય વીત્યા નહીં હોય ત્યા તો સ્વામીજીને જાણવા મળ્યુ કે સિદ્ધપુરુષે મહાસમાધિ લીધી હતી તેઓ એમને નશીરાબાદના પાદર સુધી શા માટે વળાવવા આવ્યા હતા એ વાતનુ રહસ્ય સ્વામીજીને ત્યારે સમજાયુ

## હરિગિરિ બાબાની ભવિષ્યવાણી

સ્વામીજી પ્રત્યે ગાઢ પ્રેમ રાખનાર અને સાધનામા અમૂલ્ય માર્ગદર્શન આપનારા બીજા મહાન સત તે હરિગિરિબાબા, એમની ટેવો ઘણી વિચિત્ર હતી કેટલીકવાર

તો મહારાજાની માફક પાઘડી, ધોતી, ખમીસ, પગરખાં બધું ય જરીકિનખાબનું પહેર્યું હોય અને કોઈવાર તદ્દન નગ્ન દિગંબર હોય! એમની સાથેના કેટલાક પ્રસંગોનું અને એમની મહાનતાનું સ્વામીજી ઘણીવાર વર્ણન કરતા હોય છે. એમાંનો એક પ્રસંગ આ પ્રમાણે છે.

- હરિગિરિબાબા સ્વામીજીને હંમેશાં "મહારાજ" કહી સંબોધતા દૌલતાબાદનો દેવગિરિ નામે ઓળખાતો કિલ્લો જોવા જવા એમણે સ્વામીજીને અનેકવાર કહેલું. એટલે સ્વામીજી એકવાર ત્યા ગયા એમને એ સ્થાન ખૂબ ગમ્યુ કાઈક અકલ્પિત પૂર્વના સંસ્મરણો જાગૃત થઈ આવતાં એમણે એક પ્રકારનો ભાવાવેશ અનુભવ્યો સાથે સાથે દેવગિરિ કિલ્લાની ખંડિયેર હાલત જોઈ એમને દુઃખ થયું કેમ જાણે પોતે ત્યાના રાજા હોય અને આજે એની આવી જર્જર દશા થઈ ગઈ હોય! ત્યાર પછી તો આ પ્રદેશમા ખુલતાબાદ, ઘૃષ્ણેશ્વર, મહિસમાલ, પૈઠણ, નેવાસા, વૃધ્ધેશ્વર વગેરે સ્થળોએ સ્વામીજી ઘણુ ફર્યા વળી જર્જરીબક્ષ (જાલંધરનાથ), માનપુરી, નિપટ નિરંજન, શાહનૂરમીયા (ચાંગદેવ) અને બાલકૃષ્ણ મહારાજ વગેરે મહાન સંતોની સમાધિના દર્શને પણ તેઓ જતા

રામદાસ ઝીપુએ બીજો પણ એક પ્રસંગ કહેલો કે હરિગિરિ બાબાએ સ્વામીજીને એક વખત એમના નિવાસસ્થાન વૈજાપુરમા બોલાવેલા સ્વામીજી ત્યાં રામદાસની સાથે ગયેલા બીજે દિવસે સવારે હરિગિરિબાબા રામદાસને કહે "તારા સ્વામી એક સામાન્ય સ્વામી નથી રહ્યા, એ તો મહારાજા બની ગયા છે" પછી સ્વામીજી તરફ ફરીને કહે "ઘવલાની ઝૂંપડીમા રહેવાની જરૂર નથી તારે હવે મહેલમા રહેવાનુ છે."

ભગવાં છોડી દઈ રેશમી કપડાં પહેર. તું સંન્યાસી નહીં, મહારાજા છે. તારે માગવાનું નહીં પણ બીજાઓને આપવાનું છે."

આ વાતને ભાગ્યે જ બે માસ થયા હશે અને સ્વામીજીને ભગવાન નિત્યાનંદ સાથે પુનઃ મેળાપ થયો, આશીર્વાદ પણ મળ્યા. ભગવાન નિત્યાનંદ જેવા સદ્‌ગુરુની એ શોધમાં હતા, જેઓ એમને અંતિમ દિવ્યતાની પ્રાપ્તિ કરાવવાના હતા અને જેમની કૃપાથી છેવટે તેઓ સર્વવ્યાપી બ્રહ્મતત્વમાં એકાકાર થઈ ગયા—કે જે એમના જીવનનું એકમાત્ર ધ્યેય હતું, જેને ખાતર એમણે પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી દીધું હતું !!! હરિગિરિબાબાની ભવિષ્યવાણી સાચી પડી. સ્વામીજી ખરેખર જ એક રાજયોગી છે અને મહારાજાની અદાથી રહે છે.

આગળ આપણે જોઈશું કે જાગૃત થયેલી કુંડલિનીના વેગને લીધે સ્વામીજીને જે વખતે વિચિત્ર અને ભય પમાડનાર આધ્યાત્મિક અનુભવો થતા હતા ત્યારે એનો ડર હરિગિરિબાબાએ દૂર કરવાનો પ્રયત્ન કરેલો.

બંને સંતો—ઝીપ્રુઅણ્ણા અને હરિગિરિબાબા—એ સ્વામીજીને ગણેશપુરીમાં સ્થાયી રહેવા પ્રોત્સાહન આપેલું અને કહ્યું: 'ત્યાં જ તારું ભવિષ્ય ઉજ્જવળ છે.'

## પંઢરપુરમાં

પંઢરપુરમાં સ્વામીજી બીજા બે પ્રસિદ્ધ સંતોને મળેલા નૃસિંહ સ્વામી અને બાપુમાઈ. નૃસિંહ સ્વામી પણ નગ્ન સાધુ જ હતા. કોઈ એમને જેટલું ખાવા આપે તેટલું એ ખાઈ લેતા અને જ્યાં પાણીનો નળ જુએ ત્યાં ન્હાવા બેસી જતા એ એમની વિશિષ્ટતાઓ હતી. પંઢરપુરમાં સાંકડી ગલીમાં તેઓ

રહેતા. સ્વામીજીએ એક વખત ચાલીસગામમાં નામ સપ્તાહના ઉત્સવમાં એમને ખાસ નિમંત્રણ આપેલું. તેઓ આવ્યા. માંડ બે દિવસ રહ્યા, પછી સ્વામીજીને કહે, 'હું તો પંઢરપુરનો વતની. એ જ મારું વૈકુંઠ. મને ત્યાં પાછો જવા દે.' સ્વામીજીએ જાતે એમને સુગંધી જળથી સ્નાન કરાવ્યું, આખા શરીરે ભસ્મ અને ચંદનનો લેપ કર્યો, ફુલનો હાર પહેરાવ્યો. અને એમને ઠેઠ પંઢરપુર સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી આપી.

નૃસિંહ સ્વામીએ સ્વામીજીને બાપુમાઈ નામના સંતને મળવાની સલાહ આપેલી. બાપુમાઈની ખાસિયત એવી કે તેઓ એક જૂની લંગોટી પહેરી રાખતા. મહિનાઓ સુધી એ બદલાતા જ નહીં. તેઓ લાંબા વાળ રાખતા. એમની પાસે ચીંથરે વીંટાળેલી ત્રણ લાકડીઓ હતી. કોઈ એનું રહસ્ય પૂછે તો કહેતા, 'એ તો સત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણને મેં બાંધી રાખ્યા છે. હું ત્રણેથી પર છું.'

વળી તેઓ એક ચીંથરાઓનું પોટલું લઈને ફરતા, દરેકની પાસે પૈસો માગતા અને પછી વિઠોબાના મંદિરની પ્રદક્ષિણા કરતા. સાંજે ચંદ્રભાગા નદી પર જઈ બધા પૈસા નદીમાં ફેંકી દેતા ને બોલતા 'મા, ચંદ્રભાગા, મારા આ પૈસા સાચવી રાખજે.' જાણે ચંદ્રભાગા એમની બેંક ન હોય!

એકવાર સ્વામીજીએ આ સંતને પંઢરપુરની એક ગલીમાં [illegible]યા અને તેમની પાછળ ચાલ્યા. થોડા આગળ ગયા [illegible] બાપુમાઈએ પાછું ફરી જોયું કે પાછળ કોણ [illegible]આવે છે.

તેમણે સ્વામીજીને પૂછ્યું, 'તું કોણ છે?'

સ્વામીજી કહે, 'એક મુસાફર.'

બાપુભાઈએ પૂછયું, 'કયાં જાય છે?'

તો સ્વામીજી કહે, 'તમને અનુસરું છું.'

બાપુભાઈ કહે, 'મારે રહેવાનું કોઈ સ્થાન નથી, હું તો સ્મશાનમાં રહું છું.'

સ્વામીજીએ તરત જ જવાબ વાળ્યો, 'મને કાંઈ જ વાંધો નથી. સ્મશાનથી હું ડરતોયે નથી અને ત્યાં રહેવાથી કંઈ હું અભડાવાનો પણ નથી.'

જતાં જતાં રસ્તામાં બાપુભાઈએ ચંદ્રભાગામાં પૈસા નાંખી દીધા ને કહે, 'મા, તારી પાસે આ રાખજે.' પછી તેઓ સ્મશાનભૂમિમાં ગયા. તેમણે સ્વામીજીને પૂછયું, 'ભૂખ લાગી છે?' સ્વામીજી કહે, 'હા.' એટલામાં એક માણસ ડબ્બામાં દાળ, ભાત અને રોટલી લઈને ત્યાં આવી પહોંચ્યો. બાપુભાઈએ સ્વામીજીને એ ખાઈ લેવા કહ્યું. ભૂખ એવી કકડીને લાગી હતી કે તેઓ ડબ્બામાં આવેલું બધું ખાઈ ગયા.

સ્વામીજીને ખૂબ નવાઈ લાગી કે આવા એકાંતમાં આટલું સ્વાદિષ્ટ ભોજન લઈને આ માણસ કેવી રીતે અને કયાંથી આવ્યો હશે! એમણે પૂછયું, 'તું કોણ છે? કયાંથી આવ્યો? તને કોણે કહ્યું કે હું ભૂખ્યો છું?'

પેલો કહે, 'જ્યારે બાપુભાઈને ભૂખ લાગે છે ત્યારે હું હંમેશાં એમને માટે ખાવાનું લઈ આવું છું.'

સ્વામીજીએ પૂછયું, 'તને એ કેવી રીતે ખબર પડે?' પેલો માણસ કાંઈપણ બોલ્યા વિના તુરત જ ચાલ્યો ગયો. પછી બાપુભાઈએ સ્વામીજીને પૂછયું. 'કેમ, તને સંતોષ

થયો ? મારી પરીક્ષા કરી લીધી ?'

પછી સ્વામીજીએ બાપુભાઈને કંઈક ઉપદેશ આપવા વિનવ્યા. બાપુભાઈએ સ્વામીજીને પૂછયું, 'મારી પાસે આવવા તને કોણે કહ્યું ?' સ્વામીજી કહે, 'નૃસિંહ સ્વામીએ.'

તેઓ હસીને કહે, 'એની પાસે શું ઓછું છે કે તને મારી પાસે મોકલ્યો ?'

સ્વામીજીએ પણ એવી જ રીતે હસતાં હસતાં માર્મિક શબ્દોમાં કહ્યું, 'જેની પાસે ઘણું હોય તેને એમ જ લાગે કે ઓછું છે. જેની પાસે ઓછું હોય એ તરત બીજાને આપી દે.'

બાપુભાઈ આ સાંભળીને ખુશ થઈ ગયા. અને હસીને કહે : 'જગતમાં ભગવાન વિઠ્ઠલ સિવાય કશું નથી. એ જ સર્વત્ર છે. આગળ, પાછળ, ઊપર, નીચે–બધે એ જ છે. તુંય વિઠ્ઠલ છે ને હુંય વિઠ્ઠલ છું. બસ, મારે વધારે કાંઈ કહેવાનું નથી. આટલું હંમેશા યાદ રાખજે, એના પર વિચાર કરજે, એનું જ ધ્યાન કરજે, અને એની પ્રત્યક્ષ અનુભૂતિ કરજે. હવે જા ને આરામ કર.' પછી સ્વામીજીએ ગમ્મતમાં એમની ચીંથરાની પોટલીમાંથી કાંઈક આપવા કહ્યું. બાપુભાઈ કહે, 'ના, એ તો મારો અમૂલ્ય ખજાનો છે.'

## કાશીનો અનુભવ

કાશીના અવધૂત લિંગાનંદ પાસે સ્વામીજી કેટલીક યોગની પ્રક્રિયાઓ શીખેલા. એમની સાથેનો એક પ્રસંગ નોંધવા જેવો છે. સ્વામીજી તે વખતે ફક્ત બાવીસ વર્ષના હતા. સ્વામી લિંગાનંદ સાથે તેઓ રહેતા ત્યારે એક સાધુએ એમને બંનેને ભોજન માટે આમંત્રણ આપેલું. બંને નીકળ્યા.

સ્વામી લિંગાનંદ સ્વામીજીને રૂદ્રભૂમિના સ્મશાન પર લઇ ગયા. ત્યાં રાતદિવસ ચિતાઓ બળતી જ હોય. કોઈ કોઈ વાર તો વીસ વીસ શબો એક પર એક ખડકીને બાળવામાં આવતાં અને બીજા શબો માટે જગ્યા કરવા માટે, અડધા બળેલાં શબોને ગંગાના પ્રવાહમાં ધકેલી દેવામાં આવતાં કે જ્યાં મોટી મોટી માછલીઓ એ ખાવા માટે રાહ જોતી જ હોય. સ્વામીજીને તો કલ્પના પણ નહીં કે તેમને નિમંત્રણ આપનાર સાધુ સ્મશાનમાં રહેતા હશે! એ સાધુએ તો ચિતામાંથી બળતાં લાકડાં લીધાં અને કોઈના અગ્નિસંસ્કાર માટે લાવેલા ઘીમાંથી થોડું ઘી માંગી લઈ તેમાં પુરી અને શાકમાં બટાટા રાંધી લીધા.

નવયુવાન સંન્યાસીને તો આ દૃશ્ય ખૂબ બીભત્સ ને બિહામણું લાગ્યું. એ ત્યાંથી ભાગી છૂટવા માંગતા હતા. પણ સ્વામી લિંગાનંદે એમને ત્યાં વીસ દિવસ સુધી ગમે તેમ કરીને રાખ્યા. સ્વામીજી સ્મશાનઘાટ પર બેસતા અને માનવદેહની ક્ષણભંગુરતાના વિચારોમાં ડૂબી જતા. આ અનુભવની એમના સંવેદનશીલ મન પર એવી ઊંડી અસર થઈ કે રોજ દિવસમાં બે ત્રણ વખત સ્નાન કરનારા સ્વામીજીએ ચાલીસ દિવસ સુધી સ્નાન પણ ન કર્યું.

સ્વામીજીએ બીજો પણ એક પ્રસંગ કહેલો. એકવાર સ્વામી લિંગાનંદે ભંડારો કરેલો. ભોજન સમારંભ પૂરો થવા આવ્યો હતો, એટલામાં એક ઘરડો રક્તપીતીઓ ત્યાં આવી ચડયો. એનો દેખાવ બિહામણો હતો. તેને એક જ આંખ હતી. તેના બેડોળ આંખ, નાક ને હોઠમાંથી લોહી ને પરુ વહેતાં હતાં, અને આખા શરીરે જ્યાં ત્યાં ઘારાં પડી ગયેલાં! અધૂરામાં પૂરું, આખું

શરીર દુર્ગંધ મારે! તેને જોતા જ સ્વામીજી ડઘાઈ ગયા સ્વામી લિંગાનંદ કહે 'આ ડોમાને તારે હાથેથી જમાડ એ જાતે ખાઈ નથી શકતો' તે વખતે સ્વામીજીને અપાર મુંઝવણ થઈ છતા પણ પોતાની સમગ્ર હિંમત એકઠી કરી એ ઘૃણાજનક પીતીઆને ખવડાવવા માંડ્યુ ખવડાવતી વખતે ખાસ ધ્યાન રાખતા કે રખેને એમનો હાથ એના પરુ ઝરતા હોઠને અડી ન જાય! પરિણામે થોડું અન્ન નીચે પડ્યુ પીતીઓ આ ખાઈને ચાલી ગયો પછી સ્વામી લિંગાનંદ તેમને કહે 'આ પત્રાવળીમા તે પીતીયાનુ એઠું પડ્યુ છે. તે ખાઈ જા!' પીતીઆના પરુ ઝરતા હોઠથી ખરડાયેલુ અનાજ ખાવુ એ તો સ્વામીજી માટે તદ્દન અગમ્ય હતુ! મહા મહેનતે સ્વામીજી એક કોળીઓ ખાઈ શક્યા સ્વામી લિંગાનંદે આ જોયુ, ને તેઓ જરાય અચકાયા વગર પત્રાવળીમા રહેલુ બાકીનુ બધુ એઠું ખાઈ ગયા સ્વામીજી અવાક થઈને જોઈ જ રહ્યા સ્વામી લિંગાનંદ કહે 'પેલો ડોમો કેટલો ઝડપથી ચાલી ગયો તે જોયુ? આવા ઘાગ પડી ગએલા શરીરવાળો પીતીઓ આમ ઝડપથી ચાલી શકે ખરો? ખબર છે એ ઘૃણાજનક રક્તપીતીઆના સ્વાંગમા તારી પાસે કોણ આવ્યુ હતુ—ભગવાન કાશી વિશ્વનાથ પોતે!'

સ્વામીજીને જાણીને ખૂબ આનંદ થયો કે ભગવાન પોતે જ એમને બોધ આપવા આવ્યા હતા કે બહારના ઉપરછલ્લા રૂપરંગને મહત્ત્વ ન આપતા જે સર્વવ્યાપી તત્ત્વ છે તેનો અનુભવ કરી લેવો

આ ઉપરાંત મટાણાના પોપટ મહારાજ, માકોરીના ઉપાસની બાબા, ગોકુળના સ્વામી પ્રકાશાનંદ, દ્વારકાબેટના સીતારામ વૈરાગી, લાસલગામના ભગરી બાબા, ખેડગામના

નારાયણ મહારાજ, ચીખલીના મૌની બાબા, પૈઠણમાં ચૈતન્ય સ્વામી, વરાડના મુન્સોજી બાબા, જામનગરના પ્રેમભિક્ષુ, તિરુવન્નમલઈના રમણ મહર્ષિ, અમદાવાદના જગન્નાથ બાબા, એમ અનેક સંતોને સ્વામીજી મળ્યા હતા તેમાંના કેટલાકની સાથે સ્વામીજી થોડો વખત રહ્યા જ્યારે કેટલાકની તો સામાન્ય મુલાકાત જ થયેલી પણ દરેકની પાસે કંઈક ને કંઈક નવું એમને જાણવા મળેલું

આટઆટલા સાધુસંતોને સ્વામી મુક્તાનંદ મળ્યા પણ એમનું વિશ્લેષણાત્મક મન કોઈને ય ગુરુ તરીકે સ્વીકારી ન શક્યું. એ બધાય પ્રત્યે એમને સદ્ભાવ જરૂર હતો આજે પણ સ્વામીજી તેઓને પ્રેમ અને માનથી સંભારે છે, પણ યથાર્થપણે પૂર્ણ સમર્પણ તેઓ કોઈને ય ચરણે ન કરી શક્યા પરિણામે દિવસોના દિવસો સુધી એક સ્થળેથી બીજે સ્થળે, એક સાધુ પાસેથી બીજા સાધુ પાસે, એમ તેઓની સત્યની ખોજ તો ચાલુ જ રહી

સ્વામીજીને તેમના સાચા પ્રયત્નોનુ ફળ અવશ્ય મળ્યું એમણે જે અનુભવો મેળવ્યા, ને જે કષ્ટો વેઠ્યા, તેનો સારો એવો પ્રભાવ તેમના વ્યક્તિત્વ પર પડ્યો અને તેમને ઘણી બાબતોમાં કાર્યદક્ષતા સાપડી વળી તેમના આ પ્રયત્નોનો, તેમનું દષ્ટિબિંદુ, તેમનો જીવન પ્રત્યેનો અભિગમ અને આંતરિક સ્થિતિ, વગેરેના ઘડતર દ્વારા, અધ્યાત્મજીવનનો દઢ પાયો ચણવામાં ખૂબ મહત્ત્વનો હિસ્સો હતો. વિધાતા સ્વામીજીને ભવિષ્યમાં ભગવાન નિત્યાનંદની કૃપા માટે યોગ્ય પાત્ર બનાવી રહ્યા હતા આ બધાના પરિણામરૂપે ભગવાન નિત્યાનંદનું કાર્ય તેમના અધ્યાત્મિક વ્યક્તિત્વને ઘડવાનું નહોતું પણ કેવળ તેને પરિપૂર્ણતાની ટોચે લઈ જવાનું હતું.

## ૩
# સદ્‌ગુરુપ્રાપ્તિ અને સાધના

એક દિવસ સ્વામીજીએ ભગવાન નિત્યાનંદના દર્શને જવાનો નિશ્ચય કર્યો. તેઓ વજ્રેશ્વરી આવ્યા, અને ત્યાંથી ગણેશપુરી ગયા.

✓ ભગવાન નિત્યાનંદે એમની તેજસ્વી આંખો તેમના તરફ ફેરવી અને જાણે તેમની પ્રતીક્ષા કરતા ન હોય તેમ બોલ્યા, "તું આવ્યો ?" સ્વામીજીના સ્મૃતિપટ પર તેઓ શાળામાં જતા હતા તે દિવસોના પ્રસંગનું પેલું ચિત્ર તાદૃશ થયું જ્યારે ભગવાન નિત્યાનંદે તેમને આલિંગન આપી તેમના ગાલ ઉપર હળવેથી ટપલી મારી હતી. સ્વામીજી સામે જોઈને ભગવાન નિત્યાનંદે આછું સ્મિત કરી તેમને સુકા મેવાનો પ્રસાદ આપ્યો. સ્વામીજીએ ખૂબ સ્વાદથી તે ખાધો. તેઓ કશું બોલ્યા નહિ પણ એ મૌનની ક્ષણોમાં જ એમને ખ્યાલ આવી ગયો કે આંતરિક શાંતિ અને સમાધાન આપીને સત્યની શોધમાં ભટકતા આત્માને સ્થિર કરી શકે એવા સમર્થ ગુરુ તો આ જ છે. નિરંતર ધસમસતા પ્રવાહને વધારે સારા ઉપયોગ માટે સહેલાઈથી રોકી શકે એવા અડગ સેતુ સમાન હોઈને તેઓ ક્ષુબ્ધ આત્માની વેરણછેરણ થતી [illegible]ને યોગ્ય માર્ગે દોરી શકે એમ હતા.

છતાંય સ્વામીજીના મનને ચેન ન પડ્યું. ભગવાન નિત્યાનંદ શાસક તરીકે ઘણા કડક હતા. જ્યારે સ્વામીજી તરલ અને બંડખોર હતા. જીંદગીમાં તેઓએ કોઇનું શાસન કે અંકુશ સ્વીકાર્યાં ન હતા. ભગવાન નિત્યાનંદની આ મુલાકાતથી પણ તેમને તરત સમાધાન ન થયુ. એટલે તેઓ યવલા પાછા ગયા.

૧૯૪૭ની જુલાઇની અધવચમાં, સ્વામીજી ફરીથી થોડા દિવસ રહેવાનો વિચાર કરી વજ્રેશ્વરી આવ્યા. પણ બે ચાર મહિના રોકાઇ ગયા. વજ્રેશ્વરીના મુખ્ય મંદિરની પાસે એક કુટિરમાં તેમણે મુકામ કર્યો. અત્યારે આ કુટિરની મરામત કરવામાં આવી છે અને દત્તમંદિરને નામે તે ઓળખાય છે. આ કુટિરની મધ્યમાં ઉંબરાનું ઝાડ છે. અહીંથી રોજ તેઓ ભગવાન નિત્યાનંદના દર્શને જતા. તે વખતે તો વજ્રેશ્વરીમાં એમને કોઇ ઓળખતું નહીં. લોકો એમને ઉત્તર હિંદમાંથી આવેલા કોઇ સંન્યાસી સમજતા. એક દિવસ ભારે ગમ્મત થઈ. વજ્રેશ્વરીના મંદિરની પાસે આવેલ સદ્ગુરુ હોટેલના માલિક સીતારામ શેનોઇ ભગવાન નિત્યાનંદના જૂના ભક્ત હતા. એક દિવસ સ્વામીજી બાજુમાં ઊભેલા ને હોટેલના મેનેજરે એક ગ્રાહકને કન્નડમાં કહ્યું, 'જોયો આ માણસ કેવો પહેલવાન જેવો છે પણ એને કાંઈ કામ કરવું નથી. આવા લોકો જ દેશને ભારરૂપ છે.' એને કલ્પના પણ નહીં કે સ્વામીજીને એ ભાષા આવડતી હશે. તેણે ખૂબ તિરસ્કારપૂર્વક સ્વામીજી તરફ જોયુ. સાંજે તે ભગવાન નિત્યાનંદના દર્શને ગયો ત્યારે વજ્રેશ્વરી મંદિર પાસે તાજેતરમાં રહેવા આવેલા સંન્યાસીની વાત ચાલતી હતી. ભગવાને સ્વામીજીની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું કે તે દક્ષિણ કર્ણાટકનાં છે. આ સાંભળતા

વેંત તે સ્વામીજી પાસે આવ્યો અને માફી માગવા લાગ્યો. ધીમે ધીમે સ્વામીજી વજ્રેશ્વરીમાં જાણીતા થઈ ગયા. સીતારામ શેનોઈ તેમના નિકટના પરિચયમાં આવ્યા. વળી વજ્રેશ્વરી મંદિરના મહન્ત બાળાસાહેબ તેમના ભોજને તેમજ બીજી જરૂરીયાતોનું ધ્યાન રાખતા હતા. લોકોમાં તેઓ ખૂબ માનીતા થયા. સત્સંગ માટે લોકો એમની પાસે આવવા લાગ્યા. ભારતભરમાં ફરીને એમણે જે અનુભવો મેળવ્યા હતા, તે સ્વામીજી તેઓને કહેતા. કોઈવાર ભજનો, સંસ્કૃત શ્લોકો અને સંતોના કાવ્યો પણ મધુર સ્વરમાં ગાઈ સંભળાવતો.

લોકોના ઉપદ્રવથી બચવા માટે ઘણીવાર સ્વામીજી વજ્રેશ્વરીના મંદિર પાછળની ટેકરી પર ગોદડીયા બાબાની સમાધિ પાસે જંગલમાં જઈને રહેતા. એ જગ્યાએ એક વાઘ પણ આવીને બેસતો.

સ્વામીજી વજ્રેશ્વરીમાં રહ્યા તે દરમ્યાન એમના આધ્યાત્મિક જીવને નવો વળાંક લીધો. ધીરે ધીરે તેમણે તેમના ગુરુ ભગવાન નિત્યાનંદના ચરણોમાં અનન્ય શરણાગતી સ્વીકારી.

એક રાત્રે સ્વામીજીએ શુભ્ર વસ્ત્રોમાં સજ્જ થયેલી એક સુંદર યુવતી મંદિરની બહાર આવતી હોય એવું દૃશ્ય જોયું. તેઓ કુતુહલથી તેની પાછળ પાછળ નદીના પાણીમાં એ અદૃશ્ય થઈ ગઈ ત્યાં સુધી ગયા. બીજે દિવસે સવારે ભગવાન નિત્યાનંદે તેમને સમજાવ્યું કે તે યુવતી વજ્રેશ્વરી દેવી પોતે જ હતાં. તે દિવસે ભગવાન નિત્યાનંદે સ્વામીજીને એક શ્રીફળ આપ્યુ. એમણે એ પૂજામાં રાખ્યું. એ અનુભવ

પછીનો સાતમો દિવસ, ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭નો દિવસ, તેમના જીવનનો ખૂબ જ યાદગાર દિવસ બની રહ્યો. તે દિવસે રોજની માફક સ્વામીજી ભગવાનના દર્શને ગયા. તેઓ ઓરડાની બહાર પ્રતીક્ષા કરતા ઊભા રહ્યા હતા. એટલામાં લાકડાની પાદુકા પહેરીને ભગવાન નિત્યાનંદ ત્યાં પધાર્યા. સ્વામીજીએ દંડવત્ પ્રણામ કર્યા. ભગવાને સ્મિત કર્યું ને સ્વામીજીને કહ્યું 'તું આ પાદુકા લેશે? તું તે પહેરશે?' સ્વામીજી કહે, 'જરૂર લઈશ પણ હું તે પહેરીશ નહીં. તેની પૂજા કરીશ. 'ભગવાને પાદુકા સ્વામીજીને આપી. સ્વામીજીએ પોતાના ઉપરણાના એક છેડામાં એ સ્વીકારી લીધી. પછી ભગવાન નિત્યાનંદ બેઠા અને પંચાક્ષરી (ૐ નમઃ શિવાય) મંત્રનું રહસ્ય ઘણીવાર સુધી સમજાવતા રહ્યા. વામીજી ધ્યાનપૂર્વક સાંભળતા રહ્યા. ગુરુદેવના વચનામૃતનું ાન કરતાં કરતાં જ સ્વામીજી ધ્યાનમગ્ન થઈ ગયા. થોડીવાર ાછી ભગવાન નિત્યાનંદ અંદર ગયા. સ્વામીજી હજુ ય યાનની તંદ્રામાં હતા. એમણે પાદુકા માથા પર મૂકી અને વજ્રે- ધરીની પોતાની કુટિર તરફ જવા લાગ્યા. રસ્તામાં જાણે મળાત્કારે, એક ઝાડ નીચે તેઓ ઊભા રહ્યા. ત્યાં તેમને મલૌકિક અનુભવ થયો. ચારે બાજુ એમણે દિવ્ય પ્રકાશ જોયો., ધીમે ધીમે જાણે એ પ્રકાશમાં પોતે વિલીન થઇ ગયા અને સર્વત્ર તેઓ પોતે જ છે એમ તેમને લાગ્યુ. એમને અપૂર્વ આનંદ થયો. સર્વવ્યાપી સચ્ચિદાનંદ બ્રહ્મ પોતાનું સ્વરૂપ છે એવું તેમણે અનુભવ્યું. ત્યાર પછી દિવસો સુધી સ્વામીજી ધ્યાનમગ્ન અવસ્થામાં જ રહ્યા.

બે મહિના પછી સ્વામીજી વધુ સાધના કરવા અર્થે ચવલા ગયા. વચ્ચે વચ્ચે જ્યારે ગુરુદેવના દર્શન માટે તેઓ

ગણેશપુરી આવતા ત્યારે એમની વજ્રેશ્વરીની જૂની ને માનિતી કુટિરમાં જ રહેતા. ધીમે ધીમે ગણેશપુરીના ભક્તોમાં પણ તેઓ જાણીતા થઇ ગયા. ૧૯૪૯ માં ભગવાન નિત્યાનંદે ગાંવદેવીના મંદિરની પાસે રસ્તા પર જ, જ્યાં વર્તમાન શ્રી ગુરુદેવ આશ્રમ છે ત્યાં, સ્વામીજી માટે ત્રણ ઓરડીઓ બંધાવી. પછીના આઠ વર્ષો સ્વામીજીએ તીવ્ર સાધના કરી. હમણાં જ થોડા સમય પહેલા તેમના ભક્તોની સાથે વાત કરતાં કરતાં તેમના તે વખતના આશ્ચર્યકારક આધ્યાત્મિક અનુભવો, ગુરુદેવ પાસે એમણે મેળવેલી શક્તિપાતદીક્ષા દ્વારા કુંડલિનીની જાગૃતિ, અને અંતિમ ધ્યેયની પ્રાપ્તિ વિષે તેઓએ કહેલું કે :–

"પરમાત્માને પ્રાપ્ત કરવાના ઘણા માર્ગ છે. જેને સામાન્ય રીતે યોગમાર્ગ કહેવાય છે. પણ તે બધા યોગની ઉપર એક એવો યોગ છે કે જે માત્ર ગુરુકૃપા પર આશ્રિત છે. શાસ્ત્રમા તેને સિદ્ધ કહ્યો છે. કારણ તેમાં પ્રાણાયામ, યમ-નિયમ, જપ-તપ, પઠન-પાઠન, યજ્ઞ-યાગ એવા કશા સાધનની જરૂર નથી હોતી પણ સિદ્ધગુરુની કૃપા મેળવવાની જ આવશ્યક્તા હોય છે.

આ યોગની વિશિષ્ટતા એ છે કે બીજા બધા યોગ પ્રયાસસાધ્ય છે જ્યારે આ યોગ સ્વયં થાય છે. માટે તેને મહાયોગ પણ કહેવાય છે. આ યોગ કરવાથી નથી થતો પણ સિદ્ધગુરુની કૃપાથી આપમેળે થાય છે. સિદ્ધયોગ પ્રાપ્ત થતા બીજા બધા યોગ એક સાથે પ્રાપ્ત થાય છે. આ યોગની પ્રક્રિયા એવી છે કે ઘણાં લોકોને એમાં વિશ્વાસ નહિ આવે. માટે સાધકો અને સિદ્ધો તેને પ્રસિદ્ધ નથી કરતા. ભક્તોએ

ઘણીવાર મારી સાધના વિષે પ્રશ્નો પૂછવાથી હિંમત કરી છે. તમે તે જાણવા ઉત્સુક છો તો આજે તે વિષે કંઈક કહું છું.

## શક્તિપાત દીક્ષા અને યૌગિક ક્રિયાઓ

"એક દિવસ નિત્યાનંદ બાબાએ મને એક ફળ આપીને કહ્યું, " તું યવલા જા અને ત્યાં સાધના કર." હું ફળ લઈને યવલા ગયો. યવલા ગામની બહાર સૂકીમાં એક સુંદર જગ્યાએ હાકુસ અને પાયરીના બે આંબાની વચ્ચે મારી સાધના કુટીર છે. ત્યાં જઈ બાબાએ આપેલું ફળ ખાઈને હું ધ્યાન કરવા બેઠો. બેસતાની સાથે જ મને બેચેની લાગી. એક ક્ષણમાં જ વિચિત્ર અનુભવો થવા લાગ્યા માનસિક અસ્વસ્થતા લાગી. ચિત્ત ભ્રમિત થયું હોય એવું લાગ્યું એવી રીતે સાંજ પડી અને ભ્રમ ઊલટાનો વધવા લાગ્યો આમ તો હું બહુ ધૈર્યશીલ છું, પણ તે દિવસે મને ડર લાગવા માંડ્યો, અને જાતજાતના વિચારો આવવા લાગ્યા કે શું નિત્યાનંદ બાબા મારા પર ગુસ્સે થયાં હશે? શું મારાથી કંઈ અપરાધ થઈ ગયો છે? શું મેં તેમની અવજ્ઞા કરી છે? માટે જ તેમણે મને યવલા ચાલી જવાનું કહ્યુ હશે? હું પાગલ જેવો થઈ ગયો. મન વિકળ થઈ ગયુ મને શું થયુ છે તે વિષે હું કોઈ જાતનો નિર્ણય કરી ન શક્યો આખરે જરૂર ક્યાક બગડ્યું છે, અને હવે મારો સમય સારો નથી, એમ સમજીને મારા સેવક બાબુને મેં તેને ઘેર ચાલી જવા કહ્યું.

આમ રાતના નવ વાગ્યા. પાછો ધ્યાનમાં બેઠો તો બહાર ખૂબ કોલાહલ થતો હોય એવું સંભળાયુ મારું અંગ દુઃખવા લાગ્યુ અને આપોઆપ પદ્માસન વળી ગયું. જીભ

ગળામાં નીચે ઊતરવા લાગી. તે બહાર કાઢવા ગળામાં હાથ નાખું તો હાથ અંદર ન જાય. મારો ડર વધવા લાગ્યો; ઉઠવાની કોશીશ કરી પણ પદ્માસન મજબૂત થઈ ગયું હતું, તેથી ઉઠી શકાયું નહિ. પેટું નીચેની ગાંઠ સખત દુઃખવા લાગી. હું બૂમ મારવા ગયો તો બોલાય નહિ, જાણે કે ગળામાં કંઈક અટકી ગયું હતું. ત્યારબાદ મને કદ્રૂપા ને બિહામણા રાક્ષસોના જેવી આકૃતિઓ દેખાવા લાગી. હું એમ સમજ્યો કે એ બધા ભૂત પિશાચ છે. આશ્ચર્યની વાત એ હતી કે આ બધી પ્રક્રિયા થતી હતી ત્યારે મારો દ્રષ્ટાભાવ કાયમ હતો. મને શું થઈ રહ્યું છે તેનું પૂરેપૂરું ભાન હતું.

પછી મારી ચારે બાજુ અગ્નિજ્વાળાઓ દેખાઈ, અને હું પણ જાણે કે સાથે બળવા લાગ્યો. ત્યારપછી કંઈક સારું લાગ્યું. ત્યાં તો મેં જોયું કે સામેથી એક મોટો તેજનો ગોળો મારી સમીપ આવી રહ્યો છે. તે જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ તેનું તેજ વધવા લાગ્યું. કોઈ પણ જાતના રોકાણ વગર કુટિરના બંધ બારણામાંથી તે અંદર આવ્યો ને મારા માથામાં સમાઈ ગયો. મારી આંખો એકદમ બંધ થઈ ગઈ અને મને મૂર્છા જેવું થઈ ગયું. તે પ્રચંડ તેજ જોઈને હું એટલો બધો ભયભીત થઈ ગયો કે થોડી પળો માટે હોશકોશ ગુમાવી બેઠો. એ તેજ એવું અવર્ણનીય હતું કે કવિની કાવ્યપંક્તિ યાદ આવે છે : कोटिक रवि तेज ज्यारे दिपक ज्योत यथा कहु । તેજ મારા મસ્તકમાં દેખાતું હતું. વળી પાછો હું ગભરાઈ ગયો, કારણ ઘડીભર તે તેજ પ્રજ્વલિત અગ્નિસમું દેખાય તો ઘડીમાં વળી ગાઢો અંધકાર થઈ જાય, જેથી મને કંઈજ ન દેખાય.

એમ કરતાં કરતાં એક નીલ જ્યોત દેખાઈ, તે વધીને

મોટી થઈ અને પછી પાછી ઘટીને એક નાના મોતી જેવી થઈ ગઈ. તે મારી સામે સ્થિર થઇને ચમકવા લાગી. મારા ડર, ગભરામણ વગેરે ચાલ્યાં ગયાં, કારણ તે અત્યંત સુંદર અને મંત્રમુગ્ધ કરે તેવી હતી. વળી પાછી તે મોટી થઈ ને મારી આસપાસ ગોળાકારે ફરવા લાગી. ત્યાં ઓચિંતી જ મારી જીભ એકદમ તાળવા ઉપર ખેચરી મુદ્રામાં ચોંટી ગઈ–જાણે કે તાળવામાંથી લટકતી ન હોય–અને માથું છાતી ઉપર ઢળી પડયું. અજાણતાં હું એકદમ મોટેથી, 'શ્રી ગુરુદેવ,' બોલી ઊઠ્યો, અને એ બોલતાંની સાથે જ બધું ઠીક થઈ ગયું. યોગિક ક્રિયાઓ બંધ થઈ ગઈ, અકડાઈ ગયેલા હાથપગ છુટા થઈ ગયા.

હું ઊભો થઇને બહાર ગયો. પૂર્ણિમાના સુંદર તેજમાં ચારેબાજુનું દૃશ્ય મનોરમ્ય લાગતું હતું, અને ક્યાંય કોલાહલ ન હતો. એ વાતાવરણમાં તાજગી અને શાંતિ અનુભવીને હું પાછો કુટિરમાં ગયો. તે વખતે રાતના સાડાઅગિયાર થયા હતા. આ બધી યોગિક ક્રિયાઓ અઢી કલાક ચાલી.

પછી હું સુતો પણ ઉંઘ ન આવી, એટલે પદ્માસન લગાવીને ધ્યાનમાં બેઠો. બેસતાં જ ફરીથી એવા ને એવા જ દૃશ્યો દેખાવા લાગ્યા. તેથી ઊભો થઈ ગયો. પાછું મારું શરીર ખૂબ જ દુખવા લાગ્યું. તે દુખાવો અસહ્ય હતો જેથી હું આખી રાત સૂઈ ન શક્યો. વળી સુવાનો પ્રયત્ન કરતાં જ પ્રલયના જેવો નાદ સંભળાતો, તેથી નિદ્રા આવતી નહિ. અને અતિશય થાકને લીધે જાગતા રહેવું પણ મુશ્કેલ હતું.

જેમ તેમ કરતાં સવાર પડી. મેં સ્નાન કર્યું ને ચહા પીધી. મારા નિત્ય નિયમ પ્રમાણે ધ્યાનમાં બેઠો. તરત ધ્યાન લાગ્યું અને ગળામાંથી કૂતરા, ઊંટ, સિંહ ને વાઘના જેવા

અવાજો નીકળવા લાગ્યા. આ અવાજો સાંભળીને આગળ પાછળ ચરતાં ગાય, ઘેટાં વગેરે ભાગવા લાગ્યાં. મારા મનમાં ગ્લાનિ થઈ આવી. કારણ આવા પ્રકારના સાધન વિષે કયાંય સાંભળ્યું કે વાંચ્યું નહોતું. તેથી મને એમ લાગ્યું કે હું ભ્રષ્ટ થઈ ગયો છું, મને શાપ લાગ્યો છે, વિગેરે.

એટલામાં હરિગિરિબાબા નામના મોટા સિદ્ધપુરુષ, જેઓ મારી ઉપર બહુ પ્રેમ રાખતા હતા, તે ટાંગામાં ત્યાં આવ્યા અને મને કહે, 'મહારાજ ઊઠો, ઊઠો.' હું કુટીરની બહાર ઝાડ નીચે બેઠો હતો. તેમને જોઈને મને સંતોષ થયો. મેં તેમને કહ્યું કે મને કંઈક ખરાબ ખરાબ થાય છે. હું ઘણા કપરા સમયમાંથી પસાર થતો હોઉં એવું લાગે છે. તેઓ બોલ્યા, "મને ખબર છે તને શું થયું છે, પણ તું મને બે રૂપિયા આપ તો જ કહીશ." તેઓ બહુ ગમતી હતા. હું તેમની ચીઢવવાની રીતથી પરિચિત હતો. મેં બે રૂપિયા આપ્યા એટલે એ કહે, "તારો ખરાબ નહિ પણ સારો સમય આવ્યો છે. તારું ભવિષ્ય ઉજ્જવળ છે. તું દેવ બનીશ. તને હિતજ્વર થયો છે. તારી બિમારીનો ચેપ બીજાને લાગવાથી તેઓનાં દુઃખ દર્દ મટી જશે."

તેમના ગયા પછી ફરી પાછો હું ધ્યાનમાં બેઠો તો નાભિ નીચેનું ચક્ર ખૂબ દુઃખવા લાગ્યું. શરીર પણ અતિશય દુઃખવા લાગ્યું. જાતજાતના ખરાબ દશ્યો દેખાવા લાગ્યાં. નગ્ન સ્ત્રી-પુરુષ પણ દેખાય, એમને એમ જ આખો દિવસ અને રાત કાઢ્યાં. મને એમ થયું કે હું સંન્યાસ ધર્મમાંથી ભ્રષ્ટ થયો છું કે શું? આખરે મનથી ખાતરી થઈ ગઈ કે મેં જરૂર કયાંક ભૂલ કરી છે.

હું બહુ સ્વાભિમાની હતો, કોઈ પાસે કંઈ માંગવું

ન ગમે, દીનતા કે હિનતા દેખાડવા ન ગમે. સંન્યાસ ધર્મમાં હું ચૂકયો છું એમ સમજીને ભગવા કપડાં ઉતારી તેની પોટલી બાંધી ઝાડ પર લટકાવી દીધી. માત્ર એક લંગોટીભેર, હાથમાં કમંડલુ ને શાલ લઈને કુટીરનો દરવાજો એમ ને એમ ખુલ્લો રાખીને, કોઈને પણ કહ્યા વગર, પૂર્વ દિશા ભણી ચાલી નીકળ્યો. મને એમ હતું કે હું પાગલ થઈ જઈશ. માટે મને કોઈએ ઓળખવો ન જોઈએ. સખત મજલ કરીને તે વખતના નિઝામ સ્ટેટના દૌલતાબાદ ગામમાં પહોંચ્યો. ત્યાં દૂધ પીધું. બીજે દિવસે કિલ્લા ઉપર ચઢીને જનાર્દન સ્વામીની સમાધિના દર્શન કર્યાં. ત્યાં થોડો સમય ધ્યાન કરવા બેઠો તો બધું એનું એ જ દેખાવા લાગ્યું.

કિલ્લા ઉપરથી નીચે ઊતરીને ચાંપાનેરની ડુંગરમાળાને કિનારે કિનારે પૂર્વાભિમુખ ચાલ્યો. વચ્ચે ગામ આવે તો તેનાથી દૂર રહેતો, કારણ હજુ પણ વાઘ, ઊંટ વગેરેના અવાજો મારા ગળામાંથી નીકળતાં હતા. કયારેક ક્યારેક જંગલમાં નૃત્ય કરવા લાગતો. આ વિચિત્ર અનુભવો વિષે હું કાંઈ સમજી શકયો નહિ અને મને વિષાદ આવતો અને જીવન પ્રત્યે એકદમ ઉદાસીનતા આવી ગઈ.

આમ ચાલતા ચાલતા ત્રીજે દિવસે નાગદ પહોંચ્યો. ત્યાં પહાડ ઉપર મંતરા, મુસંબી અને શેરડીનો બગીચો હતો. તેમાં પ્રવેશતાં જ આજુબાજુ બે ત્રણ કુટીરો નજરે પડી. એટલામાં બગીચાનો માલિક દગડુસિંહ દોડતો મારી તરફ આવ્યો અને મને કહે, "મહારાજ, પધારો" તેણે મને "તમે કયાંથી આવો છો, શું સેવા સ્વીકારશો ?" વગેરે પ્રશ્નો પૂછીને આવકાર આપ્યો. તેની ખૂબ મોટી ખેતીવાડી હતી. તે યોગાભ્યાસી અને સાધુ પ્રેમી હતો. તેણે મારે

માટે ખીચડી બનાવી લાવવા કોઈને કહ્યું ને મને એક કુટિરમાં આરામ કરવા લઈ ગયો.

કુટીરમાં એક કબાટ હતું. હું બેઠો હતો ત્યાં મને જાણે મારી અંદરથી કોઈ બોલતું હોય એવો અવાજ આવ્યો કે 'કબાટ ખોલ અને અંદર પડેલું પુસ્તક વાંચ.' મેં પહેલાં તો તે તરફ ધ્યાન ન આપ્યુ, પણ જ્યારે બે ત્રણ વખત એનો એ જ અવાજ આવ્યો ત્યારે હું તેને અવગણી ન શક્યો. મેં કબાટ ખોલ્યું ને એક પુસ્તક હાથમાં લઈને ઉઘાડ્યું. બરાબર જે પાનું ખોલ્યું તે પાના ઉપર જ મને જે જે યોગની પ્રક્રિયાઓ થતી હતી તેનું વર્ણન હતું. અને તેમાં સમજાવ્યું હતું કે સિદ્ધગુરુની શક્તિપાતરૂપ કૃપાથી જેની કુંડલિની જાગૃત થાય છે તેને કેવા અવનવા ને આશ્ચર્યકારક અનુભવો થાય છે. આમ થોડા પાનાં વાંચતાની સાથે જ મારી બધી શંકાઓનું નિવારણ થઈ ચિંતાઓનો અંત આવ્યો, અને મન શાંત થઈ ગયું. બેશક છેલ્લા ચાર દિવસ અતિશય દુઃખ અને ગ્લાનિભર્યા પસાર થયા હતા. હવે પૂર્ણ સમાધાન થયું, કે જે થઈ રહ્યું છે તે પાપનું ફળ નહિ પણ પુણ્યનું ફળ છે.

ત્રણ દિવસનો ભૂખ્યો હતો તેથી ખીચડી ખાધી ને ઊંઘી ગયો. ખૂબ સરસ નિદ્રા આવી.

હું નાગદમાં ઘણો સમય રહ્યો. ધ્યાન બહુ સારું થવા લાગ્યું. જાતજાતની યોગની પ્રક્રિયાઓ થતી. શરીર પણ કૃશ થઈ ગયું હતું. આ જોઈને ઘણાંને એમ થતું કે આ સ્વામી મરી જશે કે શું ? પણ આ ક્રિયાઓ એની મેળે જ થતી હતી, હું કંઈ જ નહોતો કરતો. જેને આ પ્રમાણે અનુભવો થયા હોય તે જ સમજી શકે કે મને શું થતું હતું, બીજાઓ નહિ. મૂલાધારમાં શૂળ થતી અને શરીરનાં અંગો

દુઃખતા, પણ હું હવે તેને પીડા ન સમજતાં સુખનું સાધન માનતો. નિત્યાનંદબાબાને સમાચાર મળતાં તેમણે સંદેશો મોકલ્યો કે બધું ઠીક જ થઈ રહ્યું છે, ગભરાવાની જરૂર નથી.

સમાધાન થયા પછી હું સમજ્યો કે આ બધું જે મને થતું હતું તે સાક્ષાત્કાર નહોતો પણ સાક્ષાત્કારનાં નગરમાં પ્રવેશ હતો, જેને સાક્ષાત્કારનો એક પ્રકાર અથવા સાક્ષાત્કારનું પૂર્વરૂપ કહી શકાય. તે પૂર્ણત્વની પ્રાપ્તિ ન હતી. તે હજુ ઘણી આગળ હતી. આનું નામ જ દિવ્ય દીક્ષા, અથવા શક્તિપાત–દીક્ષા. મને સૂઠીમાં જે પ્રકાશ દેખાયો હતો તે હું ભયને લીધે બરાબર જોઈ શક્યો નહિ. અને ત્યાર પછીના અનુભવો પણ અત્યારે અસ્પષ્ટ છે. માટે તેનું વર્ણન હું તમારી પાસે નથી કરી શકતો. ત્યારપછીના સાધનકાળમાં મને જે પ્રકાશ અને જ્યોતિ દેખાતાં હતાં તે વિષે હું તમને કહી શકીશ.

## જ્યોતિદર્શન

હવે સાધન સારું ધ્યાન થવા લાગ્યું. બિહામણાં દશ્યો દેખાતા બંધ થઈ ગયાં. પરંતુ ધ્યાનમાં બેસતાંની સાથે જ હું બળી રહ્યો છું એવું ભાન થતું. કયારેક બળતી ચિતા દેખાય, તો કયારેક રક્તવર્ણની જ્યોતિ દેખાય અને તેમાં વિવિધ આકૃતિઓ દેખાતી. સૂર્યનારાયણનો ઉદય થાય તે પહેલાં આકાશમાં જે લાલીમાં દેખાય છે તેવી લાલ જ્યોતિ દેખાતી. એમાં સીનેમાની જેમ ઘટનાઓ દેખાતી. દાખલા તરીકે કોઈ મળવા આવવાનું હોય તો તે વ્યક્તિ દેખાય. આ બધું ભગવતી• કુંડલિની શક્તિની ઈચ્છાથી દેખાતું, મારી ઈચ્છાથી નહિ. એ જે દેખાડે તે હું જોતો. આ વિષે સંશોધન કરતાં જ્યોતિ વિષે સંત તુકારામના અભંગમાં વાંચ્યું—

रक्त श्वेत कृष्ण पीत प्रभा भिन्न ।
चिन्मय अंजन सुरले होवाँ ॥
तेणे अंजनगुणे दिव्य दृष्टि झाली ।
कल्पना निवाली द्वैताद्वैत ॥

• કોઈવાર સુંદર અને રુચિકર એવું દિવ્ય સંગીત સંભળાતું. કોઈવાર શાસ્ત્રીય સંગીત એની મેળે જ ગવાતું તો કોઈ વખત વળી અચાનક કાવ્ય સ્ફુરતું. તાળવામાંથી મોઢામાં • અમૃતબિંદુ ટપકતું તે બહુ રુચિકર લાગતું. હવે ધ્યાન અને સાધનમાં આનંદ અને ઉલ્લાસ વધવા માંડયો. સાધન કરતાં બિમારી આવતી છતાં ન તો મારી શક્તિ ક્ષીણ થતી કે નહોતો હું વ્યગ્ર થતો. એકવાર ઝાડા થઈ ગયેલા પણ શરીરની સ્ફૂર્તિ એવી ને એવી જ રહી હતી.

ક્યારેક સુવર્ણકાંતિયુક્ત તેજ પણ દેખાતું, તે સ્થિર ન રહેતા ઝબકારા મારતું ત્યારે તેમાં કોઈવાર લોકાંતર • દેખાતા. એકવાર સ્વર્ગ પણ દેખાયેલું, ત્યાં અહીંના જેવાં જ સ્ત્રી–પુરુષો હતાં, માત્ર તેઓ વધુ ઊંચા, તંદુરસ્ત અને ખૂબસુરત હતાં. તેમણે મારું સ્વાગત કરેલું. પહેલાં લાલ જ્યોતિમાં જે વિવિધ પ્રકારના ચમત્કાર અને ઘટનાઓ દેખાતી હતી તે હવે શ્વેત જ્યોતિમાં દેખાવા લાગ્યાં.

લાલ અને શ્વેત જ્યોતિ બાદ અંગુઠાના અર્ધપર્વ જેટલી કૃષ્ણરંગની જ્યોતિ દેખાવા લાગી. તે ઘડીકમાં દેખાય તો ઘડીકમાં અદૃશ્ય થાય. પણ જ્યારે તે દેખાય ત્યારે બે ત્રણ કલાક રહે. કૃષ્ણ જ્યોતિ નિહાળતાં મારું ચિત્ત એમા તન્મય થઈ જતું અને મન પૂર્ણ શાંત થઈ જતું. આ જ્યોતિમાં અનેકવિધ દૃશ્યો દેખાતાં. [illegible]ો દેખાતો, દેશદેશાંતર અને લોકાંતર દેખાતા, ઋષિ

મુનિઓના દર્શન થતાં, સમુદ્ર નીચેની ગતિ પણ દેખાતી. એક પછી એક રક્ત, શ્વેત અને કૃષ્ણ જ્યોતિ દેખાવા લાગી. અને તેનાં દર્શન કરતાં મારાં આંતરિક સંતોષ અને સુખ વધવા લાગ્યાં.

કૃષ્ણવર્ણની જ્યોતિમાં મને કોઈ દેખાતું, તો હું પણ તેઓ ગમે ત્યાં હોય ત્યાં દેખાતો. વળી કૃષ્ણ જ્યોતિ દેખાય. તે સમયમાં જો કોઈ મારી પાસે આવતું તો તેને પણ ધ્યાન લાગતું. આ બધું શક્તિને આધિન હતું: મારા હાથની વાત નહોતી.

o

કૃષ્ણ જ્યોતિ પછી નીલ જ્યોતિ દેખાવા લાગી. એક નાના મોતીના દાણા જેટલા પ્રમાણની તે જ્યોતિ ઘણી જ મોહક લાગતી. તે હંમેશ સામે આવીને ઊભી રહે પણ તેને જોવા જાઉં તો અદૃશ્ય થાય. તે એટલી આકર્ષક હતી કે તે ધ્યાનમાં દેખાતાં જ તેની સામે હું તાકી રહેતો, એમાં જ મને આનંદ અને ઉલ્લાસ લાગતો. કૃષ્ણ જ્યોતિનું ધ્યાન ફિક્કું હતું. જ્યારે નીલનું ધ્યાન આનંદ અને સંતોષ આપનારું હતું.

આ સમયે એવો ભાવ ઉદય થવા લાગ્યો કે હું શરીર કરતાં જુદો છું. મને દરેક બાબતમાં સાક્ષીભાવ પ્રાપ્ત થયો. આખી રાત ધ્યાન કરવાનું તેમજ અંતર સંગીત સાંભળવું ગમતું. નિદ્રા પણ સારી આવવા લાગી. ધ્યાનમાં જાણે કે નિદ્રા લઈ રહ્યો છું એવું લાગતું પણ મારું પદ્મમાસન એમનું એમ જ રહેતું. શરીર ઢળી ન પડતું. રાત્રે નિદ્રામાં પણ સાધન થતું. ચિત્તવૃત્તિનો નિરોધ થતો. નીલ જ્યોતિ અને સંગીતની જાણે કે જોડી હતી! બન્ને સાથે દેખા દેતા. • બંસરી, મેઘ, મૃદંગ, વહેતાં ઝરણાં જેવા નાદ સંભાળાતાં.

બ્રહ્માવસ્થા, તુર્યાવસ્થા તરીકે વર્ણન થાય અત્યાર સુધી યોગ કર્યો, હવે યોગ ભૂમિકા પ્રાપ્ત થઈ. સાધક સાક્ષાત્કારની ભૂમિકામા છે પણ હજુ તેને સાક્ષાત્કાર નથી થયો જે પ્રમાણે "ગેટવે ઓફ ઈન્ડીયા" પર તમે ઊતર્યા, તે ભારતમાં આવ્યા કહેવાય પણ ભારત પૂરું જોયું ન કહેવાય

બિંદુભેદ ને કર્ણભેદ થયા બાદ સાધકને એક એવા પ્રકારનુ ધ્યાન પ્રાપ્ત થાય છે કે જેમાં તેને પોતાનાથી અલગ એવુ પોતાનું જ સ્વરૂપ દેખાય છે આને પ્રતીકદર્શન કહે છે આ સમયે શરીર પૂર્ણ શુદ્ધ થયું હોય છે, અને સાધકને સાક્ષીભાવ પ્રાપ્ત થાય છે મને આવા અનુભવો ત્રણ મહીના સુધી થયા

સહસ્રારમા એક મધુમયી જ્યોતિ છે, તેને ચિદ્જ્યોતિ કહે છે તે જ્યોતિ આખો દાગ બહાર નીકળીને બધે પ્રસરી જાય છે એ ચિન્મય જ્યોતિ કહેવાય છે વાસ્તવમા તે અનંતકોટી ચિનગારીઓનો સમુદાય છે પછી વ્યવહાર-દશામા સાધકને સર્વત્ર આ જ્યોતિ દેખાય છે આ નીલ ચિદ્જ્યોતિ તેને કાયમ દષ્ટિગોચર થાય છે, અને એ જ્યોતિમા જ તેને સમસ્ત જગત દેખાય છે તેને ભાન થાય છે કે બધું બ્રહ્મમય છે. તેને પોતાને પણ બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે

ઘણા સાધકો આ કક્ષાએ પહોચતા એમ સમજે છે કે તેને બધી પ્રાપ્તિ થઈ ગઈ જ્યોતિદર્શન, પ્રતીકદર્શન, બ્રહ્માનુભૂતિ વગેરે થવાથી તે એવુ માને છે ને સમજે છે કે પોતાને સાક્ષાત્કાર થઈ ગયો

પરંતુ મેં ઉપર વર્ણવ્યા પ્રમાણે સાક્ષાત્કાર બે ત્રણ જાતના

હોય છે, જે માત્ર પરબ્રહ્મની અસંગ અલગ રૂપની અભિવ્યક્તિ હોય છે કોઈને એક સાક્ષાત્કારનો અનુભવ થાય છે તો કોઈને બે ત્રણનો તેમની સાધના હજી અપૂર્ણ હોય છે આ સિદ્ધયોગની પૂર્ણતા કોઈને ત્રણ, છ, નવ કે બાર વર્ષે પ્રાપ્ત થાય છે હું દાવો નથી કરતો કે મે તે સાધન ત્રણ વર્ષના ટૂંકા ગાળામા પૂરુ કર્યું અને તે પૂરુ કરતા નવ વર્ષ લાગ્યા ખરો સાક્ષાત્કાર તો નીલબિંદુ સાધકની દૃષ્ટિમા સ્થિર રહે પછી થાય છે શરૂઆતમા તો તે ચચળ હોય છે–દેખાય છે, ચમકે છે ને જતુ રહે છે એ મનની ચચળતાનું દ્યોતક છે

## અતિમ સાક્ષાત્કાર

સાધનામા આગળ વધતા વધતા એક સમયે સિદ્ધલોકથી એક સુવર્ણ કમળ સુ ઈ કરતુ આવીને સાધકના માથા ઉપર પડે છે તે પડવાનો અવાજ પણ આવે છે ને તેનો સ્પર્શ પણ અનુભવાય છે પછી તે નીચે પડી જાય છે અને હજુ તો સાધક તેને બરાબર જુવે ન જુવે તે ઉપાડવા હાથ લબાવે, ત્યા તો અદૃશ્ય થઈ જાય છે આ મારો પોતાનો અનુભવ છે આ અનુભવ પછી નીલબિંદુ સ્થિર રહે છે, અને સાધકને સતત દેખાયા કરે છે, સાધકનુ મન પણ સ્થિર અને શાન્ત બની જાય છે તેની અતરશક્તિ વધુ બળવાન બને છે, અને તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે ગીતોક્ત અમૃતત્વ થાય છે

આ નીલબિંદુ સ્થિર થયા પછી તેનુ તેજ વધવા લાગે છે, અને વધતા વધતા ચારે બાજુ પ્રસરવા માડી આખા બ્રહ્માડને આવરી લે છે પછી એ તેજમા ગુરુ કે ઈષ્ટદેવ દેખાય છે સાધક પોતાને પણ એમા જુવે છે ઈશ્વર, ગુરુ અને આત્મા, એટલે કે પોતે, એક જ છે એવુ જ્ઞાન દૃઢ થાય

છે. આનું નામ જ શુદ્ધ અદ્વૈત.

એ પ્રસરેલું નીલ તેજ પાછું નાનું નાનું થતાં નીલબિંદુ બની જાય છે અને હવે સાધક એ નીલમાં, જગતમાં જે કાંઈ જાણવાની ઈચ્છા હોય તે સર્વ જોઈ જાણી શકે છે. આજ દિવ્ય સાક્ષાત્કાર યા તો અંતિમ સાક્ષાત્કાર. મન, બુદ્ધિથી પર થઈ વેદાન્તમાં વર્ણવેલી ઉન્મની દશાને તે પ્રાપ્ત થાય છે. તેને સત્ય સમજાય છે કે આ જગત સ્વપ્નવત્, મિથ્યા છે. તેને એમ પણ ભાન થાય છે કે તે જગતમય છે અને જગતથી ભિન્ન પણ છે. ત્યારપછી સાધનાની દૃષ્ટિએ તેને કશું કરવાપણું નથી રહેતું. ફક્ત શેષ પ્રારબ્ધ જ ભોગવવાનું રહે છે તે જીવનમુક્ત બનીને લોકકલ્યાણાર્થે જીવન વ્યતીત કરે છે

—

# ૪
# ગણેશપુરીમાં

૧૯૫૬ માં નાગદની ટેકરીઓમા સ્વામીજી ઉગ્ર તપસ્યા કરતા હતા થોડા મહિના પછી તેઓ ચાલીસગામ આવ્યા • ત્યાં ચાતુર્માસ દરમ્યાન તેમણે વ્રત કર્યું હતું દિવસમા ફક્ત એકવાર મુઠીભર બાફેલા મગ લેતા અને મૌન પાળતા આ સમયે સ્વામીજીના બે ભક્તો ભગવાન નિત્યાનંદના દર્શન માટે ચાલીસગામથી ગણેશપુરી ગયા હતા તેમાં એક શ્રી રાજગિરિ ગોસાવી[1] હતા રાજગિરિ અને તેમના સાથીદાર બીજા દર્શનાર્થીઓ સાથે લાંબી કતારમા બહાર ઉભા હતા. ત્યાં તો તેમના આશ્ચર્ય વચ્ચે દરવાજો ખોલી એક માણસ બહાર આવીને મોટેથી પૂછવા લાગ્યો, 'ચાલીસગામના બે ભકતો કયાં છે ? બાબા એમને બોલાવે છે' શ્રી રાજગિરિ અને એમના મિત્ર અવાક્ થઈને લોકોના ટોળામાથી માર્ગ કરી આગળ આવ્યા પેલો માણસ એમને ભગવાન નિત્યાનંદ પાસે લઈ ગયો તેમને જોઈને ભગવાન કહે, 'તમે અહીં

---

(૧) શ્રી ગોસાવી 'લાઈફ ઈન્શ્યુરન્સ કોરપોરેશન ઓફ ઈન્ડિયાની ઔરંગાબાદ જિલ્લાની શાખાના ઓફીસર છે

શા માટે આવ્યા છો? તમારે જે જોઈએ તે બધું ચાલીસગામમાં છે. ત્યાં પાછા જાવ, એ તો હવે મહાન સામ્રાજ્યનો માલિક બની ગયો છે. હવે એને શું મેળવવાનું બાકી રહ્યું છે? તે પૂર્ણ થઈ ગયો છે. હવે એ મુકતાનંદ નથી રહ્યો, પરબ્રહ્મ બની ગયો છે! મહાશિવ બની ગયો છે. તેણે 'ભૂતખાના'[૨]માંથી બ્રહ્મરાક્ષસને ભગાડી મૂક્યો છે. એ શા માટે પોતાના શરીરને ભૂખે મારે છે? હવે તેને એવું કંઈ જ કરવાની જરૂર નથી.' આમ બોલીને ભગવાન નિત્યાનંદ બે હાથ ઊંચા કરીને નાચતા નાચતા ગાવા મંડયા, 'મુક્તાનંદ પરમહંસ! મુક્તાનંદ પરમહંસ.......'

આ દરમ્યાન એક અગત્યનો પ્રસંગ બન્યો જેનું વર્ણન ચાલીસગામના ભક્તોએ કર્યું છે. એક દિવસ સ્વામીજીએ પોતાનું મૃત્યુ જોયું. તેમણે ભક્તોને કહ્યું કે, ટૂંક સમયમાં તેઓ દેહ છોડી દેશે અને એ પરિસ્થિતિ માટે માનસિક રીતે તૈયાર રહેવા રાજગિરિ અને રામદાસને તેમણે સજાગ કરી દીધા. તેમણે કહ્યું: 'છેલ્લા એક અઠવાડિયાથી રોજ હું યમરાજને એના સુંદર રથમાં બેસીને આવતાં જોઉં છું. તેમજ સ્વર્ગની અપ્સરાઓ મારી આરતી ઊતારી રહી છે અને મને ગંધર્વોનું સંગીત સંભળાય છે સ્વર્ગમાંથી મારા ઉપર પુષ્પવૃષ્ટિ થઈ રહી છે એવું દેખાય છે. મને લાગે છે કે મારો અંતકાળ હવે નજીક છે અને યમરાજ મને ખૂબ

(૨) ચાલીસગામના લોકોએ ત્યાંના એક ઘરને 'ભૂતખાના' નામ આપેલું. કારણ કે ત્યાં ભૂતનો વાસ છે એવી માન્યતા હતી. ત્યાં કોઈ રહેવા જાય તો તે બહાર ફેંકાઈ જતો. કહેવાય છે કે ચાર જણાએ એ રીતે જાન ગુમાવેલા પણ સ્વામીજીને અને એમના પછી ત્યાં રહેવા ગયેલા કોઈને પણ કાંઈ ઈજા થઈ નથી.

જલ્દી લઈ જશે.' ભારે હૈયે ભકતોએ તૈયારી કરવા માંડી તેમની સમાધિ માટેની જગ્યા પણ નક્કી કરી તે વખતે સ્વામીજીની સેવામાં જે લોકો રહેતા હતા તેઓ કહે છે કે તે દિવસોમાં જુદા જુદા સમયે તેમનું જુદું જુદું સ્વરૂપ દેખાતું. કેટલીકવાર તેઓ તરૂણ કિશોર જેવા લાગે, તો કોઈવાર પ્રૌઢ લાગે, કોઈ વાર દુબળા લાગે તો કોઈ વાર હૃષ્ટપુષ્ટ લાગે તેમના શરીરનો રંગ અને કાંતિ પણ બદલાતા જણાતાં.

સ્વામીજીને પાછળથી સમજાયું કે તેઓને થયેલો મૃત્યુનો અનુભવ વાસ્તવમાં તેમની જીવદશાને અનુલક્ષીને હતો. તે અનુભવ મૃત્યુ જીત્યાનો દ્યોતક હતો અને યમરાજનું દર્શન એમના આશીર્વાદનું સૂચક હતું કે "હવે તું મૃત્યુના પાશમાંથી સદાને માટે મુક્ત છે"[૩]

---

અહીં સંત તુકારામના મૃત્યુ વિષેના શબ્દો યાદ આવે છે—

आपुले मरण पाहिले म्यां डोळा । तो जाला सोहळा अनुपम । आनंदे दाटली तिन्ही त्रिभुवने । सर्वात्मकपण भोग जाला । एकदेशी होतो अहंकारें आथिला । त्याचा त्यागे जाला सुकाळ हा । फिटले सुतक जन्म मरणाचे । मी माझ्या संकोचें दुरी जालों । नारायणे दिला वसतीस ठाव । ठेवुनिया भाव ठेलों पायीं । तुका म्हणे दिलें उमटुनि जगी । घेतले ते अंगी लावुनियां ।

✓ મે મારી નજરે મારુ મૃત્યુ જોયુ એ પ્રસંગ ભવ્ય અને અનુપમ હતો. સારુ વિશ્વ આનંદમગ્ન હતુ હુ સર્વાત્મા બની ગયો. અત્યારસુધી અહંકારમાં દટાયેલો હોઈને એકદેશી હતો. તેમાંથી છૂટયો ને આનંદનો સુકાળ થયો, હવે જન્મ મરણના સૂતક નથી મારા સંકુચિત 'હું' 'મારુ'માંથી મુક્ત થઈ ગયો નારાયણે મને રહેવાની જગ્યા આપી અને હવે જગત સમક્ષ હું ભાવ તની ઉદ્ઘોષણા કરું છું.

થોડા વખત પછી ભગવાન નિત્યાનંદે એમના એક ખાસ અંગત ભક્ત શ્રી નારાયણ શેટ્ટી સાથે સ્વામીજીને ગણેશપુરીમાં કાયમ વસવા માટે મંદેશો મોકલ્યો. ગુરુદેવની આજ્ઞાનુસાર ૧૯૫૬ ના અંતમાં સ્વામીજીએ, ભગવાન નિત્યાનંદે એમને માટે ગણેશપુરીમાં ગામદેવીના મંદિર પાસે બંધાવેલ ત્રણ ઓરડીઓમાં કાયમનો નિવાસ કર્યો.

ભગવાન નિત્યાનંદે સ્વામીજીને આશ્રમના અધિકારી કેવી રીતે કર્યા એ રહસ્યમય ઘટના જાણવા જેવી છે. થાણા જિલ્લાના, ડોંબીવલીના ભગવાનના ભક્તોએ આ વાત કરી છે. ૧૯૫૬ દરમ્યાન જોરદાર અફવા ઉડેલી કે ભગવાન નિત્યાનંદ ટૂંક સમયમાં મહાસમાધિ લેવાના છે. કેટલાક ભક્તોએ હિંમત કરી ભગવાનને પૂછ્યું કે એ અફવા સાચી હતી કે કેમ, એમણે 'હા' પાડી. ભક્તો ખૂબ ચિંતાતૂર થઈ ગયા. તેઓએ તેમની પ્રતિમા સ્થાપીને એક સ્મૃતિ મંદિર બાંધવાની ઈચ્છા વ્યક્ત કરી ભગવાને સંમતિ આપી અને ગાંવદેવી મંદિર પાસેના ત્રણ ઓરડા પાછળ મંદિર બાંધવા ડોંબીવલીના ભક્તોને આજ્ઞા આપી. બીજી એક ભક્ત મંડળીએ એમની મૂર્તિ તૈયાર કરાવી. મૂર્તિ તૈયાર થતાં તે ભગવાન પાસે લાવવામાં આવી. તેમણે કહ્યું "આ મૂર્તિને મહાસમાધિ આપો." ભક્તોએ પૂછ્યું, "તે કેવી રીતે ?" ભગવાન કહે, "એને પાણીમાં પધરાવી દો." એટલે ભક્તોએ વાજતે ગાજતે નજીકની નદીમાં તેનું વિસર્જન કર્યું.

ત્યારબાદ થોડા દિવસ રહીને ડોંબીવલીના ભક્તોએ ઉત્સુકતાપૂર્વક તે મંદિરમાં કઈ મૂર્તિની સ્થાપના કરવી તે વિષે પૂછ્યું. ભગવાન નિત્યાનંદ કહે: "મુક્તાનંદ." એમની આજ્ઞાનુસાર એ મંદિરની પ્રતિષ્ઠાવિધિ કરવામાં આવી.

લગભગ એ અરસામાં જ સ્વામીજી ગુરુદેવના આદેશાનુસાર ગણેશપુરી રહેવા આવ્યા હતા. ૧૯૫૬ની ૧૬ નવેમ્બરે[૪] મંદિર માટે બંધાયેલા તે નાનકડા મકાનમાં વેદના મંત્રધ્વનિ અને પૂજા પુરસ્સર સ્વામીજીની "પ્રતિષ્ઠા" કરવામાં આવી અને પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો.

અત્યારે એ નાનું મંદિર "ધ્યાન-રૂમ" તરીકે ઓળખાય છે. અને ઘણા સાધકો ત્યાં ધ્યાન માટે બેસે છે. ત્યારથી તે મકાન સ્વામીજીનું નિવાસસ્થાન બની ગયું.

પછી ભગવાન નિત્યાનંદે તેમના ભક્તો દ્વારા આસપાસની જમીનની ભરણી કરાવી તેને ફરતી દિવાલ ચણાવી. છેવટે આ બધું કામ પૂરું થતાં તે જગ્યા કાયદેસર સ્વામીજીને સોંપી દીધી. એમની કાળજીભરી દેખરેખ નીચે એનો વિકાસ થવા લાગ્યો.

ત્યારથી માંડીને તે ૧૯૬૧ની ૮મી ઓગસ્ટે જ્યારે ભગવાન નિત્યાનંદે મહાસમાધિ લીધી ત્યા સુધી, એટલે કે પાંચ વર્ષ સુધી ગુરુ-શિષ્યે ગણેશપુરીમા સાથે રહીને એક-બીજાના પૂરક બનીને લોકકલ્યાણાર્થે કાર્ય કર્યું. ભગવાનની સમાધિ બાદ તેમની અંતિમ ક્રિયા કયા અને કેવી રીતે કરવી, તેની વિચારણા કરવા ભક્તોએ એકત્રિત થઈ એક સમિતિ નીમી હતી. સ્વામી મુક્તાનંદની તેના અધ્યક્ષ તરીકે વરણી કરવામાં આવી હતી

૪. ભગવાન નિત્યાનંદની ઈચ્છાનુસાર ડોંબીવલીના ભક્તો દર વર્ષે આ પવિત્ર દિવસે ઉત્સવ કરે છે આશ્રમમા તેઓ પૂજા અને ભંડારો કરે છે

દિન પ્રતિદિન ભક્તોની સંખ્યા વધતાં આશ્રમનો વિકાસ થવા માંડ્યો. નવી જમીન ખરીદાઈ અને નવાં મકાનો પણ બંધાયાં. ભગવાન નિત્યાનંદની મહાસમાધિ બાદ થોડાં વખતમાં, ૧૯૬૨ના એપ્રિલમાં, સ્વામી મુક્તાનંદે આશ્રમને પબ્લીક ટ્રસ્ટ તરીકે રજીસ્ટર્ડ કરાવી ટ્રસ્ટીઓ નીમ્યા અને પોતાના પરમપ્રિય ગુરુદેવની પવિત્ર સ્મૃતિમાં આશ્રમનું નામ શ્રી ગુરુદેવ આશ્રમ રાખ્યું.



## ૫

# જીવનકાર્ય અને ઉપદેશ

આધ્યાત્મિક ગુરુજનોની સાચી મહત્તા સત્યના જિજ્ઞાસુને માર્ગદર્શન કરવામાં અને સામાન્ય જનસમુદાયને યોગ્ય ઉપદેશ આપવામાં રહેલી છે. સ્વામી મુક્તાનંદ જેવા સંતોનો તેમના શિષ્યો પર જે પ્રભાવ પડે છે તે અતિ સૂક્ષ્મ હોઈ અવર્ણનીય છે, માનવ ભાષામાં એનું મૂલ્યાંકન ન થઈ શકે. જેઓને તેમની દિવ્ય કૃપા મળી હોય તેઓ અનુભવ દ્વારા તેમના પ્રભાવને સમજી શકે છે.

શ્રી ગુરુદેવ આશ્રમનાં ટ્રસ્ટીઓને સંદેશો આપતાં સ્વામીજીએ પોતાના જીવનકાર્ય વિષે સમજણ આપી હતી. એમણે કહેલું: "મારા ગુરુદેવ ભગવાન નિત્યાનંદની કૃપાથી જે દિવ્ય શક્તિ મને મળી છે તે દ્વારા શક્તિપાત કરી મુમુક્ષુઓની અંતરશક્તિને જાગૃત કરવી, અને તેમના નિત્ય પ્રાપ્ત આત્માની જ પ્રાપ્તિ, નિત્યતૃપ્તની જ તૃપ્તિ અને સ્વયં નિવૃત્ત અજ્ઞાનની જ નિવૃત્તિ કરાવી, અનુકૂળ કે પ્રતિકૂળ સંજોગોમાં પણ સમતોલ રહી શકે એ રીતે તેમના મનને કેળવવું અને એ રીતે અંતરાત્માના જ્ઞાનનો આનંદ સહજ-

સાધ્ય કરાવવો એ મારું જીવનકાર્ય છે" શ્રી ગુરુદેવ આશ્રમમા સ્વામીજીના આ શબ્દો સાકાર થયા છે.

આશ્રમમા અનેક પ્રકારનાં લોકો સ્વામીજીને મળવા આવે છે તેઓ એ સૌને જાણે આરપાર જોઈ શકે છે એમાના કેટલાક સાચા મુમુક્ષુઓ હોય છે જ્યારે કેટલાક નથી પણ હોતા કેટલાક ભૂતકાળમાં કાઈક સાધના કરીને આવ્યા હોય છે, જ્યારે બીજા તે દિશામાં પ્રયત્ન કરતા હોય છે તેઓ મુમુક્ષુઓને સાધનાને સાચે માર્ગે દોરે છે યોગ સાધનામાં માર્ગભ્રષ્ટ થયેલાને ફરીથી માર્ગ ઉપર ચઢાવે છે અને યોગારુઢ થવા પ્રયત્ન કરનારાને વેગ આપે છે

આશ્રમની મુલાકાતે આવનારાઓમા કેટલાક એવા ય છે જેમને પોતાનામા રહેલી આધ્યાત્મિક શક્યતાનો ખ્યાલ પણ નથી હોતો. તેવા લોકોમા ઈશ્વરને લગની જિજ્ઞાસા ઉત્પન્ન કરવાની સ્વામીજીમા ગજબ કુનેહ છે. એ કાર્ય તેઓ બહુ સૂક્ષ્મ રીતે કરતા હોય છે. તેઓ દેખીતી રીતે કશો ઉપદેશ આપતા જણાતા નથી તેમ છતા ઈશ્વર પ્રત્યે દૃઢ શ્રદ્ધા પેદા કરી તેઓને સ્થિરતાપૂર્વક અને અસરકારક રીતે અધ્યાત્મ માર્ગે દોરે છે આસક્તિ, ઈચ્છા, મોહ વગેરે મનના તરંગોથી ઉત્પન્ન થતા વિક્ષેપો દૂર કરી, માર્ગને સરળ કરે છે. પ્રત્યેક શિષ્યને કેળવી તેના વ્યક્તિત્વનું નવનિર્માણ કરે છે પગને પગલે ચેતવણી આપી એનામા રહેલા અહંભાવ, અજ્ઞાન, આળસ, વિસંવાદ, શિસ્તનો અભાવ, અસત્ય, વગેરે પ્રત્યે તેને સજાગ કરે છે

આધ્યાત્મિક જીવનના અનેક પાસાઓ હોય છે એની સૂક્ષ્મ સમજ તો ગુરુના સ્પષ્ટ શાબ્દિક ઉપદેશ કરતાં સાધકને પરોક્ષપણે આપેલી સૂચનાઓને ગ્રહણ કરવાની શક્તિ ઉપર જ

અવલંબે છે. પોતાના આંતરિક વિચારોની સામેના સ્વામીજીના ઝડપી અને સહજ પ્રત્યાઘાતને અને તેની પાછળ રહેલી સમર્પણ અને આજ્ઞાપાલનની માંગને સમજવાની અને ગ્રહણ કરવાની સંવેદનશીલતા જેનામાં હોય છે તે ટૂંક સમયમાં જ સ્વામીજીમાં રહેલા ગુરુતત્ત્વને ઓળખી શકે છે, અને એવા સાધકનું સંપૂર્ણ આંતરપરિવર્તન કરતા સ્વામીજીને વાર નથી લાગતી. જેઓ તેમની ઉપર સંપૂર્ણપણે આધાર રાખે છે, તેઓને સ્વામીજી સંકુચિત વ્યક્તિદશામાંથી તેમના સાચા સર્વવ્યાપી વિશ્વસ્વરૂપનો અનુભવ કરાવવા માટે ધીરજપૂર્વક આગળ દોરી જાય છે. આમ ગુરુપદે બિરાજતા સ્વામીજીનું મુખ્ય જીવનકાર્ય સાધકને અંતરમુખ બનાવી તેની સાચી શાંતિ અને સુખની શોધમાં સહાયરૂપ થવાનું છે કે જેથી તેને માનવજીવનના અંતિમ લક્ષ્યની પ્રાપ્તિ થાય.

શક્તિપાત–દીક્ષા દ્વારા સ્વામીજી સાધકની દિવ્ય ચેતનાને જાગૃત કરે છે. શક્તિપાત એક સૂક્ષ્મ આધ્યાત્મિક પ્રક્રિયા છે, જેમાં ગુરુ પોતાની દિવ્ય શક્તિ શિષ્યમાં સંક્રમિત કરે છે. ગુરુ સ્વયં જાણે કે શિષ્યના અંતરમા પ્રવેશે છે, એક દીવો બીજા દીવાને પ્રજ્વલિત કરે છે. આ શક્તિસંચાર ચાર રીતે થાય છે–સ્પર્શ, શબ્દ, દૃષ્ટિ અથવા સંકલ્પથી. આને જ દીક્ષા કહેવાય છે. આ રીતે શિષ્યમાં આધ્યાત્મિક જાગૃતિની શરૂઆત થાય છે.

સુષુપ્ત દિવ્ય શક્તિનાં આ આધ્યાત્મિક ઉત્થાનને કુંડલિની જાગૃતિ પણ કહે છે. તેનાથી નાડીશુદ્ધિ કે તત્ત્વશુદ્ધિ થાય છે. જેથી દીક્ષાપ્રાપ્ત સાધકને યૌગિક પ્રક્રિયાઓ જેવી કે આસન પ્રાણાયામ, બન્ધ, મુદ્રા વગેરે આપોઆપ થવા માંડે

છે. તે સિવાય તેને આધ્યાત્મિક જાગૃતિની સુખદ અનુભૂતિની અવસ્થા પ્રાપ્ત થાય છે, અને આ આશ્ચર્યકારક દિવ્ય અનુભવો પણ થાય છે. વળી સાધક દિવ્ય ચિતશક્તિના અદ્‌ભૂત કાર્યનો અનુભવ કરે છે-જેમ કે દૂર દેશમાં હોવા છતાં તાદશ દર્શનો દ્વારા ગુરુ તરફથી દોરવણી મળવી, પૂર્વ જન્મોની ઝાંખી થવી, અંતરમાંથી જ સૂચનો મળવાં, અનેક દેવદેવીઓના દર્શન થવાં, ગુરુમાં જ પોતાના ઇષ્ટદેવના દર્શન થવાં, ભવિષ્યમાં બનનારા બનાવોની જાણ થવી વગેરે.

આમ ગુરુકૃપાનો આશીર્વાદ પામેલ શિષ્ય ક્રમશઃ તૃપ્તિનો અનુભવ કરે છે. તેનામાં શરીર અને મનની શુદ્ધતા તથા ઉન્નતિની ભાવના પ્રસરે છે. તે સહજ જ બાહ્ય વિશ્વ સાથે સંવાદિપણું અનુભવી આન્તર શાન્તિ પ્રાપ્ત કરે છે. તેની શંકાઓનું સમાધાન થાય છે અને નિરાશાનું સ્થાન સંતોષ લે છે. ઉપરાંત તેનું માનસિક અને બૌદ્ધિક દષ્ટિબિંદુ બદલાઈ જાય છે. જીવન પ્રત્યેનો તેનો અભિગમ બદલાઈ જાય છે. તે સમતા, આત્મવિશ્વાસ અને કાર્યદક્ષતા પ્રાપ્ત કરે છે. આધ્યાત્મિક ક્ષેત્રે તે સત્યના રહસ્યોને વધુ સ્પષ્ટ રીતે સમજવા લાગે છે. તેને અન્તર સ્ફુરણા થાય છે અને તે ચોતરફ તેનું રક્ષણ કરી રહેલી દિવ્યશક્તિનું અસ્તિત્વ અનુભવે છે. ગુરુ પ્રત્યેની તેની શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ દૃઢ થતાં જાય છે. પરિણામે શિષ્ય દિવ્યસત્તાને કોઈ અસ્પષ્ટ કલ્પના નહીં પણ વાસ્તવિક સત્ય તરીકે અનુભવે છે.

આવી રીતે સ્વામીજી પોતાની દિવ્યશક્તિ દ્વારા શિષ્યને તેનામાં રહેલી દિવ્યતા પ્રત્યે જાગૃત કરે છે, અને તેના સત્ય-સ્વરૂપનો અનુભવ કરાવે છે. વધુમાં તેને સભાન કરે છે કે તે પરિસ્થિતિનું પ્યાદું નહિ પણ દિવ્યતાનો અંશ છે.

સમર્થ ગુરુને ચરણે કરવામાં આવતી આ સાધનાને સિદ્ધયોગ અથવા ગુરુકૃપા યાને સિદ્ધ અથવા પૂર્ણ ગુરુ પાસેથી મેળવેલી દિવ્યકૃપા કહેવાય છે.

• સ્વામીજીએ કોઈ નવો પંથ પ્રણીત નથી કર્યો કે કોઈ નવો ધર્મ નથી સ્થાપ્યો. તેઓ પ્રાચીન અને અર્વાચીન સંતોએ તથા શાસ્ત્રોએ જે સનાતન આધ્યાત્મિક સત્ય કહ્યું છે તેનું જ પ્રતિપાદન કરે છે. સ્વામીજી પોતે જ કહે છે: "મારે તમને કશું નવું શીખવવાનું નથી. વેદ, ઉપનિષદ્, ગીતા તેમજ પ્રાચીન તેમજ અર્વાચીન ઋષિઓએ જે સત્ય આપણી સમક્ષ પ્રગટ કર્યું છે તેની યથાર્થતા હું તમને સમજાવવા માંગું છું. તમારા રોજિંદા જીવનમાં એ પ્રત્યક્ષ અને નિકટનો અનુભવ બની રહે એમ હું ઈચ્છું છું." તેઓ ઘણીવાર કહે છે કે "સત્ય તો દરેક દેશ, કાળ અને પરિસ્થિતિમાં સમાન જ રહે છે. જુદા જુદા સંતોની તેને સમજાવવાની રીત માત્ર જુદી જુદી હોય છે. તેથી સમયાનુસાર તેમની પદ્ધતિ જૂની કે નવી ભાસે છે. કોઈ પણ માર્ગ હોય આખરે તેનું લક્ષ્ય તો એક જ હોય છે—સાધકને તેની દિવ્ય આત્મસ્થિતિમાં દઢપણે પ્રતિષ્ઠિત કરવો. સંતે પોતે જે માર્ગ દ્વારા ઈશ્વરને મેળવ્યા હોય છે તે માર્ગે તેઓ સાધકને દોરી જાય છે."

સ્વામીજીને બધા મહાન સંતો માટે—પછી તે ગમે તે પંથ કે ધર્મના હોય—માન છે. તેઓ કહે છે કે ભિન્ન ભિન્ન માર્ગો—જ્ઞાન, ભક્તિ કે યોગ—એક જ ધ્યેય તરફ દોરી જાય છે. દરેક માર્ગ પૂર્ણ છે. સત્ય તો એ છે કે આ માર્ગો એક બીજાના બાધક નહિ, પણ એક બીજાના પૂરક છે. તે સર્વેનો સમન્વય થતાં પૂર્ણ યોગ બને છે, તેથી ગુરુ સાધકને તેની ચિત્તવૃત્તિને

વર્ણન અને પ્રસ્થાપન કર્યું છે. પણ સાદું ને સીધું સત્ય તો એ છે કે ઈશ્વર બધાં માટે એક જ છે જે સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ છે.

સ્વામીજી સંન્યાસી હોવા છતાં સાંસારિક જવાબદારીવાળા મનુષ્યને કદી સંન્યાસ લેવાનો ઉપદેશ નથી આપતા. ઊલટું "તેનું જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ બદલવામાં મદદ કરે છે જેથી તે જે પ્રકારનું સાંસારિક જીવન જીવતો હોય તેમાં તેને વધુ સુખ મળે વેદાન્તના સિદ્ધાન્તોને રોજિંદા જીવનમાં ઉતારવા તેઓ ભક્તોને આગ્રહ કરે છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં તેઓની સાધનાને ક્રિયાશીલ બનાવે છે અને વ્યાવહારિક ક્ષેત્રમાં શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક બળ, શિસ્ત, મનની વિશાળતા, સ્વાવલંબન, પ્રેમ, સેવાભાવ વગેરે સદ્ગુણો કેળવવા પ્રેરણા આપે છે સાંસારિક જીવનની વાસ્તવિકતાઓનો સામનો નથી કરી શકતો એવી ફરિયાદ કરતો કોઈ આવે તો તેઓ એની સમક્ષ પોતાના જીવનનું ઉદાહરણ આપે છે." આવા મોટા આશ્રમને ચલાવવો, જાતજાતના લોકોની સાથે કામ લેવું, અનેક સમસ્યાઓને હલ કરવી, વગેરે, તેઓ કેવી રીતે કરે છે તેનું દૃષ્ટાંત આપે છે

સ્વામીજીનો ઉપદેશ સર્વ દેશ અને કાળમાં પ્રમાણયુક્ત છે. તે દ્વારા વ્યાવહારિક જીવનમાં, ભૌતિક ઉન્નતિના પ્રયત્નોમાં, કોઈને નાહિંમત નથી કરવામાં આવતા. પરંતુ વિવિધતામાં એકતાના સર્વોચ્ચ અનુભવને પ્રાપ્ત કરવા માટેના અવિરત અથાક પ્રયત્નની હિમાયત કરવામાં આવે છે. સ્વામીજી ે કે એક અને અનેક મૂળમાં એક જ સત્યના સ્વરૂપો તેમણે આશ્રમનો "પરસ્પર દેવો ભવ" નો મુદ્રાલેખ નિયત કર્યો છે. તે વસ્તુતઃ સૌના આત્માની એકતાના સ્વીકારનો

દ્યોતક છે તેઓ માનવજાતને સંસારમાં રહેવા છતાં ઈશ્વર માટેની અભિપ્સા સેવવા ઉદ્બોધન કરે છે, કારણ કે વિશ્વ ઈશ્વરથી ભિન્ન નથી, જગત ઈશ્વરની જ અભિવ્યક્તિ છે

એકનિષ્ઠ વેદાન્તી અને अहं ब्रह्मास्मि સત્યનો સાક્ષાત્ અનુભવ કરનાર સ્વામીજીનું કહેવું છે કે "જગત મિથ્યા નથી, પરંતુ દિવ્ય ચેતનાની યાને નિત્ય આનંદ, આનંદઘન, સત્ય સ્વરૂપ ચિતિશક્તિની અભિવ્યક્તિ છે આ સમગ્ર વિશ્વ પ્રગટ બ્રહ્મ સ્વરૂપ છે" કાશ્મીર શૈવમતનો પણ આ મુખ્ય સિદ્ધાન્ત છે કે જેના પ્રત્યે સ્વામીજીને આદર છે, અને તેઓ એ મતના શાસ્ત્રોનો ઘણીવાર ઉલ્લેખ કરે છે

સ્વામીજી પોતે ચમત્કાર કરતા નથી અને બીજાઓને પણ તેમાં રસ લેવા પ્રોત્સાહન આપતા નથી સાધકની સિદ્ધિ માટેની ઝંખનાનું તેઓ ધીમે ધીમે આધ્યાત્મિક અભિપ્સામાં પરિવર્તન કરે છે સાધકમાં આધ્યાત્મિક જાગૃતિ કરી તેના સામાન્ય જીવનને દિવ્યજીવનમાં પરિણત કરવું, એ સ્વામીજીનો સૌથી મોટો ચમત્કાર છે એમની પાસે માર્ગદર્શન માટે આવનારાઓને સ્વામીજી મંત્રજપ અને ધ્યાન કરવા તથા નિયમબદ્ધ જીવન જીવવા કહે છે તેમને શાસ્ત્રોના આદેશો અને સિદ્ધાન્તો પ્રત્યે અતિમાન અને પ્રેમ હોઈને, સાધકને તેઓ તેનું અનુસરણ કરવા સતત આદેશ આપે છે શાસ્ત્રને તેઓ ઈશ્વરનું સ્વરૂપ જ માને છે જ્યાં સુધી જિજ્ઞાસુને સદ્ગુરુની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી શાસ્ત્રના આદેશોને અનુસરવું એમ તેમનું કહેવું છે

છેવટે આ પ્રયાસો દ્વારા પરમાત્મપ્રાપ્તિના ઉપાય તરીકે તેઓ ગુરુભક્તિના મહત્ત્વ પર પણ ભાર મૂકે છે તેઓ

કહે છે: "શિષ્યે પૂર્ણ ગુરુભક્તિ કેળવવી જોઈએ, એટલે કે તેને ગુરુ પ્રત્યે શુદ્ધ પ્રેમ હોવો જોઈએ. મન, વાણી અને કાયાથી જે ગુરુનું સન્માન અને સેવા કરે છે, જે બદલામાં કશું માગતો નથી, જે ગુરુની આજ્ઞાનું પૂર્ણતયા પાલન કરવામાં તત્પર છે, જે સદા ગુરુના ચિંતનમાં મગ્ન રહે છે; તેવો શિષ્ય સંપૂર્ણપણે ઈશ્વરના આશીર્વાદનો ભાગી થાય છે. તેને બધી સિદ્ધિ વરે છે, બધા મંત્રો ફળે છે. આવો શિષ્ય ગૃહસ્થ હોય તો તે પત્ની અને બાળકોની વચ્ચે રહીને પણ, પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે. એથી ઊલટું, જો તેણે સંસારનો ત્યાગ કર્યો હોય તો તે સહેલાઈથી દિવ્ય આત્મ-સ્થિતિ પ્રાપ્ત કરે છે કે જેની ઈચ્છાથી તેણે સર્વ કાંઈ છોડી દીધું છે. આમ સદ્‌શિષ્ય અને તેના પ્યારા ગુરુદેવ વચ્ચેનો સંબંધ એ જ અમરત્વ છે, ગુરુભક્તિનું આ સર્વોચ્ચ શિખર છે. આ પૂર્ણતા પરમ સ્પૃહણીય છે."



## ૬
# પરમાર્થ કથા પ્રસંગ

સ્વામી મુક્તાનંદ પરમહંસ સામાન્ય રીતે જાહેર પ્રવચનો નથી આપતા ઉપદેશક તરીકે તેઓ ફરતા નથી, છતાં સાધકો અને જિજ્ઞાસુઓ સાથેના એમના સહજ વાર્તાલાપોમાંથી તેમના ઉપદેશનું રહસ્ય તારવી શકાય છે. સત્સંગ સમયે આવા સહજ વાર્તાલાપોને અવકાશ મળે છે અને એ દ્વારા સ્વામીજીના સ્વાનુભવ-યુક્ત ઊંડા જ્ઞાનની ઝાંખી થાય છે.

સત્સંગના પ્રસંગે સ્વામીજીએ ચર્ચેલા કેટલાક અગત્યના વિષયો પરના વાર્તાલાપનો આ પ્રકરણમાં સમાવેશ કરવામાં આવ્યો છે

ભક્ત : સ્વામીજી, મૂર્તિપૂજા વિશે તમારો શો અભિપ્રાય છે?

સ્વામીજી : મૂર્તિપૂજાની હું મનાઈ નથી કરતો પણ મૂર્તિપૂજા કરવાનો દુરાગ્રહ પણ નથી રાખતો. મને મારા ગુરુદેવ નિત્યાનંદ બાબા ઉપર પ્રેમ છે. એટલે જુઓને મેં પણ અહીં તેમનો મોટો ફોટો રાખ્યો છે અને સવાર-સાંજ તેની આરતિ પણ થાય છે. સંત તુકારામ, સંત નામદેવ, મીરાંબાઈ,

એકનાથ મહારાજ વગેરે સંતો મૂર્તિપૂજા વડે ભવસાગર તરી ગયાં. યોગ શાસ્ત્રે પણ મનને એકાગ્ર કરવા માટે મૂર્તિનું અવલંબન સ્વીકાર્યું છે. જેનું મન નિર્વિકલ્પ અથવા નિરાકારમાં સ્થિર નથી રહેતું તેને માટે મૂર્તિપૂજા ઠીક છે.

અમે સંન્યાસીઓ મૂર્તિ નથી પૂજતા. અમે મૂર્તિની પૂજા નહિ પણ अहं ब्रह्मास्मिનાં રૂપમાં સ્વયંની જ પૂજા કરીએ છીએ. સંત તુકારામ કહે છે देह देवांचे देउळ आंत बाहिर निर्मळ મૂર્તિપૂજા એક ઉપાસના પદ્ધતિ છે; મોક્ષનગરમાં જવાનો એક માર્ગ છે. सगुणी ध्यातां निर्गुणी गेलो, यातां झालो मी नारायण એવું શ્રી તુકારામ મહારાજે પોતાની સ્વાનુભૂતિથી લખ્યું છે. પદનો અર્થ છે કે સગુણ-સાકાર મૂર્તિની ઉપાસના કરતાં કરતાં હું નિર્ગુણ નિરાકારમાં ચાલી ગયો, અને હવે હું સ્વયં નારાયણ એટલે કે બ્રહ્મરૂપ બની ગયો છું. વેદાંત પ્રમાણે સર્વ કંઇ નારાયણ જ છે. માટે જેને અંતરમાં પ્રાપ્તિ થઈ તેને માટે ઈશ્વર અંદર-બહાર અર્થાત્ સર્વત્ર છે. શરીર ધારણ કરનાર ચેતન જ છે. અર્થાત ચૈતન્ય આત્મા જ શરીર ધારણ કરે છે, તો એ ચૈતન્યને જ કેમ ન પૂજવું ? શ્રી ગુરુદેવને અમે ચિન્મય સમજીને જ તેમની પૂજા કરીએ છીએ. ધ્યાનમાં પણ તેમના દર્શન થાય છે. જેણે તેમને જોયા નથી તેમને પણ ગુરુદેવ દેખાય છે. ઘણાને તેમનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. તો શું ગુરુદેવ હવે નથી એમ

કહી શકાય ? ત્યારે પણ હતા, આજે પણ છે. જેમ તમારા શરીર પ્રતિ તમારા સગાંઓને પ્રેમ છે તેમ ભક્તને રામ કૃષ્ણ કે શિવ પ્રતિ કેમ ન થાય ?

એટલું ખરું કે મૂર્તિપૂજા કરો ત્યારે ભાવના ચેતનની હોવી જોઇએ, પથ્થરની નહીં, તો જ એ પૂજાનું ફળ મળે છે. એક ભકત શ્રીરામની મૂર્તિની પૂજા કરતો હતો. ઘણાં વર્ષો એમ ગયા પણ શ્રીરામ પ્રસન્ન ન થાય. પછી એકવાર એક કૃષ્ણ–ઉપાસક આવ્યો, તેણે રામભક્તને કૃષ્ણની મૂર્તિ આપી અને રોજ તેની પૂજા કરવાનું કહ્યું. તેથી તે ભકતે શ્રીરામની મૂર્તિને પાસેની બારીમાં એક બાજુ મૂકી દીધી અને તેને બદલે કૃષ્ણની મૂર્તિની પૂજા કરવા લાગ્યો. એક દિવસ તે સુગંધિત ધૂપથી આરતી ઉતારતો હતો. ધૂપનો સુવાસિત ધુમાડો બારીમાં રાખેલી શ્રીરામની મૂર્તિ ઉપર થઈ બહાર જતો હતો. આ જોઇને તે ગુસ્સે થઈ ગયો. એને લાગ્યું કે રામને આ સુવાસ લેવાનો હક્ક નથી. કારણ, આટલાં વર્ષો પૂજા–ઉપાસના કરી તોય તેઓ પ્રસન્ન ન થયા તે એકદમ ઊભો થઈને રામની મૂર્તિનાં નાકમાં રૂ ખોસવા લાગ્યો. એજ ક્ષણે શ્રીરામ પ્રસન્ન થઇને એની સામે પ્રગટ થયા. એને આશ્ચર્ય થયું કે આટલાં વર્ષો પૂજા કરી તો પ્રસન્ન ન થયા અને હવે મેં ક્રોધ ને દ્વેષ કર્યો તો પ્રગટ થયા ! એનું શું કારણ ? એનાં મનનું સમાધાન કરતાં શ્રીરામે કહ્યું :

"અત્યાર સુધી મારી આ મૂર્તિમાં તને પથ્થરની ભાવના હતી. પરંતુ હવે જ્યારે ચેતનની ભાવના થઈ ત્યારે હું ચેતન થઈ પ્રત્યક્ષ થયો."

સારાંશ એ છે કે ભાવના હોય તો ભગવાન બધી જગ્યાએ, બધામાં જ છે–નદી, પર્વત, ખેતર, ફળફૂલ, ઝાડ, પશુ, પક્ષી વગેરેમાં. ગમે તો તમે ભગવાનને સગુણ કહો, ગમે તો નિર્ગુણ કહો, બધું કહો, એક જ છે. સર્વ એક જ રંગે રંગાયેલું છે. ભગવાનને આકાર નથી છતાં બધાં આકાર એનાં જ છે. ભગવાન તો નિત્યતૃપ્ત છે. મૂર્તિપૂજામાં પૂજારીની તૃપ્તિ છે અર્થાત્ એ પૂજારીના સમાધાન માટે છે.

× × × ×

ભક્ત : ભગવદ્‌ગીતામાં ક્યાંક યોગી થવાનું કહ્યું છે તો ક્યાંક ભક્ત બનવાનો આદેશ છે. તો કયો માર્ગ સાચો, ભક્તિનો કે યોગનો ?

સ્વામીજી : શાસ્ત્રને જો બરાબર સમજવામાં ન આવે તો તે શસ્ત્ર બને છે, કારણ તમે ઉંધું સમજીને અવળે રસ્તે દોરાઓ છો. માટે શાસ્ત્રના વચનનો સમન્વય કરતાં શીખો.

ભક્ત : એમ કરવાની શક્તિ ભગવદ્ કૃપાથી જ આવે છે ને !

સ્વામીજી : થોડો વિચાર–વિવેક પણ કરો. ગીતામાં કૃષ્ણે ભક્તિ અને યોગ કરવાનું કોને કહ્યું છે ? એકને

જ કહ્યું છે કે જુદી જુદી વ્યક્તિઓને કહ્યું છે! એકને જ—અર્જુનનેજ—કહ્યું છે. એટલે કે એક જ સાધકે બધું કરવાનું છે. કોઈ પણ એક સાધનમાં બીજું સાધન અનાયાસ સમાયેલું જ છે. યોગ, ભક્તિ કે જ્ઞાન એક બીજાથી જુદાં નથી. ગીતાના ઉપદેશ વિષે બધા જુદું જુદું કહે છે એ યોગ્ય નથી. કોઈ કહે છે કે ગીતા કર્મયોગ શીખવાડે છે, કોઈ કહે છે કે એમાં રાજયોગ કરવાનો કહ્યો છે, કોઈ કહે છે એમાં જ્ઞાનયોગનું પ્રતિપાદન છે, તો કોઈ કહે છે કે એમાં ભક્તિનો માર્ગ બતાવ્યો છે. સત્ય તો એ છે કે આ બધા સાધનનો સમન્વય કરી ઈશ્વર માર્ગે આગળ વધવાનું છે.

× × ×

ભક્ત : મને અહીંના રાધાકૃષ્ણના મંદિરમાં અંદર નથી જવા દેતા. કહે છે, "તું પારસી છે. મ્લેચ્છ છે." તેથી હું ભગવાનના દર્શન નથી કરી શકતી.

બાજી : એવા મંદિરમાં તમારે જવાનું કામ પણ શું છે? એ મંદિરમાં જવાથી જ ભગવાન પ્રસન્ન થશે? ભગવાનને તો भक्तिप्रियो हि माधवः કહ્યો છે. એ તો તમારી ભક્તિ અને પ્રેમથી પ્રસન્ન થાય છે. તેમજ ભગવાનને જાતિનું જ્ઞાન જ નથી. જાતિનું જ્ઞાન મનુષ્યોને છે, ઇશ્વરને નહિ. દેવર્ષિ નારદ રચિત ભક્તિસૂત્રમાં કહ્યુ છે કે नास्ति तेषु जातिविद्यारूपकुलधनक्रियादिभेदः અર્થાત ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન કે ધર્મનો ભેદ નથી હોતો. કુબ્જા

દાસીનું શું કમનીય રૂપ હતું ? સુદામા શું ધનિક હતો ? વ્યાધનું શું ઉત્તમ આચરણ હતું ? ગજેન્દ્રની કઈ જાતિ હતી ! ભગવાન તો તેઓની ભક્તિથી પ્રસન્ન થયા હતા.

કૃષ્ણને પૂર્ણરૂપે તમે સમજશો ત્યારે જ્ઞાન થશે કે કૃષ્ણ તો નિર્ગુણ, નિરાકાર, નિરંજન ને સર્વવ્યાપી છે કૃષ્ણ આટલા આંગળી જેટલા જ નથી આ સમજવા માટે એક કથા સાંભળો. નામદેવે ઘણાં વર્ષો કૃષ્ણની ભક્તિ કરી. કૃષ્ણ તેમની સાથે વાતો પણ કરતા. છતાં ભરસભામાં સંત ગોરા કુંભારે તેમને માથે દંડો મારીને કહ્યું, કે આ મટકું હજી કાચું છે. નામદેવે કૃષ્ણને ફરીયાદ કરતાં કૃષ્ણે કહ્યું કે ગોરા કુંભારની વાત સાચી છે ત્યારબાદ નામદેવે વિસોબા ખેચરને ગુરુ કર્યા તેમના ઉપદેશથી નામદેવને કૃષ્ણનું વ્યાપક સ્વરૂપ સમજાયું ત્યારે પૂર્ણ જ્ઞાની બન્યા

બીજું એક ઉદાહરણ યાદ રાખો દેહધારી કૃષ્ણ પોતે સાકાર સગુણ પરમાત્મા જ હતા. અર્જુન અને તેમનો સંબંધ ઘણાં વર્ષોનો હતો. છતા અર્જુન તેમનું યથાર્થ સ્વરૂપ જાણતો ન હતો. તેથી તેમણે ગીતા દ્વારા અર્જુનને ભગવદ્‌જ્ઞાન આપ્યું જેનાથી તેને અંતર સમાધાન પ્રાપ્ત થયું.

ભાગવત પુરાણમાં શ્રીકૃષ્ણના જન્મનું વર્ણન છે. તે શું ત્યાંથી જ શ્રીકૃષ્ણ છે ? અને પારધીએ બાણ માર્યું ત્યારથી શું શ્રીકૃષ્ણ નથી ? શ્રીકૃષ્ણ

શું તે પહેલાં ન્હોતા અને પછી પણ તેઓ નથી શું ? શ્રીકૃષ્ણ પરમાત્મા નિરાકાર નિર્ગુણ સ્વરૂપમાં હતા. હમણાં પણ છે. આગળ ઉપર પણ રહેશે. તેઓ સદા સર્વદા એવા ને એવા જ છે. કાર્ય માટે શ્રીકૃષ્ણ સાકાર થયા હતા. માટે પૂજાના ફોટામાં કે મંદિરની મૂર્તિમાં છે એટલા જ ભગવાન છે એવો મનમાં દુરાગ્રહ ન રાખો.

મુક્તિ મેળવવા માટે અમુક જ નાતજાતના થવું નથી પડતું. એવા પ્રકારની બધી શરતો સંપ્રદાયના આચાર્યોએ બનાવી છે. જેમ કે જે કોઈ ક્રીશ્ચિયન, વૈષ્ણવ, જૈન, મુસલમાન વગેરે બને તેને જ મુક્તિ મળે ? શું એ સંપ્રદાયોની બહાર મુક્તિ નથી ? મુક્તિ મેળવવા માટે જાતિ, વ્યક્તિ, પંથ કશાની અપેક્ષા નથી. ભગવાન પ્રતિ ભક્તિ અને પ્રેમ હોય તો બસ છે. જેને જે નામ અને રૂપમાં રુચિ હોય તેને તે ભજે છે. ગમે તે રૂપને ભજવાથી અંતે પ્રાપ્તિ તો એક જ છે. એક કહેશે મક્કા જાઓ, બીજો કહેશે દ્વારકા જાઓ, ત્રીજો કહેશે જેરૂસલેમ જાઓ. પણ ભગવાન સીમારહિત છે. એ વાત ક્યારેય ભૂલતા નહિ. પુષ્પદંત કહે છે :–

रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ।

ભગવાન ગુણધર્મ નથી જોતા. સંપ્રદાયો તો નદી જેવાં છે. સમુદ્રમાં મળ્યા પછી બધી નદીઓ

એક રૂપ બની જાય છે. પછી નદીનું પોતાનું નામ કે રૂપ શેષ નથી રહેતું. તે પ્રમાણે સત્ય બધા સંપ્રદાયોની પેલી પાર છે. આટલું સમજીને ભગવાનને મસ્ત બનો, પ્રેમથી ભજો, આનંદથી ભજો.

* * *

ભક્ત : સ્વામીજી, મને સમજાવશો કે આ જગત ક્યારે બન્યું, કોણે બનાવ્યું અને કેવી રીતે બન્યું ?

સ્વામીજી : જગત ઈશ્વરે બનાવ્યું છે. એને ઈચ્છા થઈ કે एकोऽहं बहु स्याम् અને જગત અસ્તિત્વમાં આવ્યું. જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ ઈશ્વર જ છે. જગત ઈશ્વરમાંથી પ્રગટ થયું છે અને ઈશ્વરમાં જ સમાઈ જશે. જે પ્રમાણે કરોળિયો જાળું બનાવવા માટે પોતામાંથી જ લાળ કાઢે છે અને તેને પોતાની અંદર પણ સમાવે છે.

જગત વિષે ક્યારે, કેમ, કેવી રીતે, વગેરેનો વિચાર કર્યા વગર તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરો. એક દૃષ્ટાન્ત આપું છું તે સાંભળો. એક વાર બે માણસો એક મોટા કેરીના બગીચામાં કેરી ખાવા માટે દાખલ થયાં. ત્યાં એવો નિયમ હતો ૧૨ વાગે બધાએ બગીચો ખાલી કરવાનો. બેમાંથી એક જણે તો બગીચામાં દાખલ થતાં જ ઝાડ ઉપર ચઢીને કેરી ખવાય તેટલી ખાધી. બીજો માણસ બગીચો જોવામાં, તેનું સંશોધન

અને પૃથક્કરણ કરવામાં પડ્યો કે આ આંબો કઇ જાતનો છે, કલમમાંથી થયો હશે કે ગોટલામાંથી, એનો આકાર કેવો છે. કોણ લાવ્યું હશે, ક્યાંથી લાવ્યું હશે. કેટલા વરસે આવડો મોટો થયો હશે વગેરે. એમ કરતાં કરતાં ૧૨ વાગ્યા અને એક પણ કેરી ચાખ્યા વગર તેને બગીચામાંથી બહાર નીકળી જવું પડયું. માટે હું કહું છું કે તમારો સમય પાકી જાય તો પહેલાં ઈશ્વરને ઓળખી લો, તેને પ્રાપ્ત કરો, પછી તમારા બધા પ્રશ્નોના ઉત્તર આપોઆપ મળી જશે. તમે ઈશ્વર બનો પછી તમને આખું વિશ્વ તમારું જ લાગશે.

ભક્ત : ઇશ્વર કેવી રીતે ઓળખાય ?

સ્વામીજી : કોઈ પણ વિષયનુ જ્ઞાન મેળવવા માટે જુદા જુદા પ્રમાણો હોય છે. જેવાં કે પ્રત્યક્ષ, અનુમાન, શાસ્ત્રવચન અથવા આપ્તવાકય. જે વિષય તમે જાણતાં નથી પણ એ વિષયમાં જે પારંગત છે તેના શબ્દો ઉપર વિશ્વાસ રાખવો તે આપ્તજનનું શબ્દ પ્રમાણ થયું. દાખલા તરીકે તમે અણુશક્તિ બાબતમાં જે કહો છો તે હું પૂરેપૂરું માનું છું, કારણ તે વિષયમાં તમે નિષ્ણાત છો એવો મારો વિશ્વાસ છે, અને બીજાનો પણ છે. તે પ્રમાણે આધ્યાત્મિક વિષયમાં હું તમને જે કહું તે તમે માનો કારણ એ વિષયમાં હું નિષ્ણાત છું.

તમે જન્મો છો ત્યારે તમને ખબર નથી હોતી કે તમારા માતાપિતા કોણ છે. તમે જેમ મોટા અને સમજણા થતા જાઓ છો તેમ

તમારા માતપિતા પાસેથી અને બીજાઓનાં શબ્દોથી તમે જાણો છો કે અમુક તમારી મા છે અને અમુક તમારા પિતા છે. તમે તેઓ કહે છે તે માનો છો, માની લેવું પડે છે. તે જ પ્રમાણે શ્રુતિમાઉલી અને સંતો જે કહે છે કે પરબ્રહ્મ તમારો અસલી પિતા છે તે પણ માનો. શ્રુતિ કહે છે :

मानव ! तुझे नहि याद क्या, तू ब्रह्मका ही अंश है,
कुल गोत्र तेरा ब्रह्म है, सद्ब्रह्म तेरा वंश है ।

શ્રુતિમાઉલીના વચનો તમારે માનવાં જ પડે કારણ મા જ કહી શકે છે કે તમારો સાચો પિતા કોણ છે.

ઈશ્વર વિષે પ્રત્યક્ષ પ્રમાણથી પણ તમે જાણી શકો છો. પણ એ વિષય પ્રત્યક્ષ કરવા માટે તમારે થોડાં વર્ષો કાઢવા પડે. જેમ વિજ્ઞાનશાસ્ત્રી કે ડોકટર બનવા માટે અમુક ક્રમ પ્રમાણે અભ્યાસ કરવા થોડા વર્ષો કાઢવા પડે છે. તમે મને તમારી લેબોરેટરીમાં આવવાનું આમંત્રણ આપો છો તે હું જરૂર આવીશ અને ત્યાં બધું પ્રત્યક્ષ જોઈશ. તે જ પ્રમાણે હું પણ તમને મારી લેબોરેટરીમાં (આશ્રમમાં) આવવાનું આમંત્રણ આપું છું. તમારી જેમ હું પણ મારા વિષયોનો પૂર્ણ જ્ઞાતા છું. અને તમને તેનો પ્રત્યક્ષ અનુભવ પણ આપી શકીશ.

વેદાન્તનો સિદ્ધાંત એવો છે કે જગત બન્યું જ નથી. જગતને સાચું સમજવું એ ભ્રમ છે. અંધારામાં જેમ રજ્જુમાં સર્પનો આભાસ થાય છે, તેમ પરમબ્રહ્મમાં મન વડે જગતનો આરોપ કરવામાં આવ્યો છે. સાચી સમજણ આવ્યાં પહેલાં જગત સત્ લાગે છે, સમજણ આવ્યા પછી તે અસત્ બને છે. જ્યારે ચંચળ મન સ્થિર થાય ત્યારે સત્ય સમજાય છે.

અજ્ઞાનીને મન જગત છે કારણ તેને તે દેખાય છે. પણ જ્ઞાનીને તે દેખાતું નથી તેથી તે જગત વિષેના પ્રશ્નોના શું ઉત્તર આપે ? એકવાર એક માણસ સ્વામી રામતીર્થની બાજુમાં સુતો હતો. તેણે સ્વપ્નમાં બે શીંગડાવાળો વાઘ જોયો. તે ગભરાઈને એકદમ ઉઠી ગયો અને સ્વામીજીને પૂછવા લાગ્યોઃ "બે શીંગડાવાળો વાઘ કયાં ગયો ?" સ્વામીજીના જોવામાં જ તે આવ્યો ન હતો તેથી શું જવાબ આપે ? એક બીજું દૃષ્ટાત લો. કાગડાનો અને ઘુવડનો એકબીજાથી વિરૂદ્ધ અનુભવ હોય છે. એકને સૂર્ય દેખાય છે બીજાને નથી દેખાતો. તો સૂર્ય વિષે તેઓ એકબીજા સાથે શું વાત કરી શકે ? વાત કરે તો ઝઘડો થાય. એના કરતાં વાદવિવાદ ન કરવો સારો. જો ઘુવડ કાગડો બને તો જ વાત થઈ શકે. આમ જો બે મનુષ્યો એક જ કક્ષાના હોય તો બન્ને વચ્ચે વાતચીત થઈ શકે, નહિતર તેમની વાતો રેડિયો પરના જુદા જુદા સ્ટેશનો સાંભળનાર બે માણસોની

વાતો જેવી વ્યર્થ બને. એકબીજાને પૂછે છેઃ "આ કયો રાગ છે?" બીજો કહે છે, રાગ કેવો ને વાત કેવી, હું તો સમાચાર સાંભળું છું"

દરેક મનુષ્યને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિનો અનુભવ હોય છે. પણ આ ત્રણે અવસ્થાની ઉપર એક ચોથી અવસ્થા છે કે જેને તુરીય અવસ્થા કહે છે, તે આત્મસાક્ષાત્કારની અવસ્થા છે. એ અવસ્થામાં ગયા પછી આ જગત સ્વપ્નવત્ અસત્ય છે એમ સમજાય છે. માટે આત્મજાગૃતિ કરી લઈ પહેલી ત્રણ અવસ્થાઓથી પર જાઓ તો સત્ય સમજાશે.

* * *

ભક્ત : સ્વામીજી, હું આમ તો ઘણી સુખી છું. મને જીવનમાં ક્યારેય કશાની ઊણપ નથી લાગી. મારા પતિ સારા છે. સમાજમાં અમારી પ્રતિષ્ઠા છે. જે જોઈએ તે બધું છે. વધારે કાંઈ જોઈતું પણ નથી, છતાં મનની શાંતિ નથી. મેં ધર્મના ઘણાં પુસ્તકો વાંચ્યા છે. ગીતા તો રોજ વાંચું છું. યાત્રાઓ પણ કરી છે. છતા આંતરિક સમાધાન નથી મળતું, એ મેળવવાની શું મારી પાત્રતા નથી? પરમાર્થ અને વ્યવહારનો શું સમન્વય ન થઈ શકે!

શ્રી : મનુષ્યમાત્ર પરમાત્માના જ્ઞાનનો અધિકારી છે. કારણ તે ઈશ્વરનો જ અંશ છે. આધ્યાત્મિક સાધના માટે સંસાર બાધક નથી પણ સાધક છે. ભગવાને

પ્રેમથી અને પ્રેમ માટે જે જગત એટલે કે સંસાર બનાવ્યો તે બાધક કેમ હોઈ શકે ? સંસાર પણ ભગવત સ્વરૂપ જ છે. જનકરાજાનું કેટલું મોટું રાજ્ય હતું, યાજ્ઞવલ્કયને બે પત્નીઓ હતી છતાં સંસારમાં રહીને જ તેઓએ આત્મકલ્યાણ કર્યું. તમારા ઘરમાં બે કે ત્રણ ચુલા હશે પણ સિદ્ધારૂઢ સ્વામીના મઠમાં તો ૧૦૦ ચુલા હતા. કોઈ અભ્યાગત ગમે તે સમયે આવે તો તેને અન્ન મળતું. તમે જુઓ છો કે મેં દાઢી વધારી છે પણ વ્યવહારમાંથી કયાં છુટયો છું ? માટે સંસારમાં વ્યસ્ત રહીને પણ ભગવદ્ભજન થઈ શકે છે.

ભક્ત : હું તેમજ કરૂં છું છતાં મને શાન્તિ કેમ નથી મળતી ?

સ્વામીજી : સંસારમાં કેટકેટલું પામવા મેળવવા છતાં મનુષ્યને શાન્તિ નથી કારણ જે વસ્તુ તે પ્રાપ્ત કરે છે તેનો સ્વભાવજ અશાન્તિ આણવાવાળો હોય છે. અશાન્તિવાળી વસ્તુમાં તે શાન્તિની ખોજ કરે તો શાન્તિ ક્યાંથી મળે ? જવાનું છે ઉત્તરમાં ને તમે દોડો છો દક્ષિણમાં. શાન્તિ જોઈતી હોય તો તે જ્યાં છે ત્યાં તેને શોધો.

ભક્ત : હું જાણું છું કે જગતની નાશવન્ત વસ્તુઓ આન્તરિક સમાધાન નથી કરી શકતી, તેથી હું રોજ ધ્યાનમાં બેસવાનો પ્રયત્ન કરૂં છું, પણ બે ત્રણ મિનિટ ધ્યાન લાગે ન લાગે ને પટ કરતું ને મન બીજે જતું રહે છે.

દાખલા તરીકે – તમે ઘર શા માટે બંધાવ્યું? નીરાંતે બેસી રહેવું જોઈતું હતું. ઈશ્વરની ઈચ્છા થતે ત્યારે તે બાંધી આપતે, એને બદલે તમે કેટલી જહેમત ઉઠાવીને ઘર બાંધવાની યોજના કરી! ખૂબ કાળજીથી મકાનનો નકશો તૈયાર કર્યો, સરકાર પાસે જમીન લેવાનો પ્રયત્ન કર્યો, બેન્ક પાસે લોન લેવાની ખટપટ કરી. બાંધવાનો ખર્ચ ઓછો આવે, ભાડું વધારે મળે, સુંદર દેખાય, ઘડપણમાં તમને અને પછી તમારાં છોકરાંઓને પણ કામ લાગે – એવા બધી જાતના વિચારો કર્યા અને પછી તમે ઘર બાંધ્યું.

વ્યાવહારિક બાબતોમાં જેમ આગળથી વિચાર વિમર્શ કરો છો તે જ પ્રમાણે ઉચ્ચ જીવન માટે પણ કરવો જોઈએ! તમે કોણ છો? કયાંથી આવ્યા? મૃત્યુ બાદ કયાં જવાનું છે? સાચું સુખ કયાં છે? ઈશ્વર શું છે? એને કેવી રીતે મેળવી શકાય આ બધું વિચારવું જોઈએ. ઈશ્વર પ્રાપ્તિનો દૃઢ નિશ્ચય કરીને તેને મેળવવાના પ્રયત્નમાં કેમ નથી લાગી જતા?

× × × ×

ભક્ત : સ્વામીજી અમને સંસારીઓને કંઈક એવો ઉપદેશ આપો કે જેથી કુટુંબની જવાબદારીવાળા અમે પરમાર્થ કરી શકીએ

સ્વામીજી : સંસાર એટલે શું? બાળબચ્ચાં, પતિપત્ની, ઘર-વેપાર એ સંસાર નથી. પણ "હું", મારું" એ સંસાર છે, એજ જગત છે. જ્યાં સુધી ચિતમાં જગતનું

સ્પન્દન છે ત્યાંસુધી તેના આઘાત–પ્રત્યાઘાતરૂપે સુખદુઃખ રહેવાનું જ, માટે જગતને ભૂલતાં શીખો, મનથી તેનો ત્યાગ કરો, મન વડે જ જગત છે, રાત્રે સુતી વખતે તમે કિંમતી કપડાં, જર્મનીથી આવેલી નવી ઢબની ઘડીયાળ, ઘરેણા વગેરે ઉતારીને એટલે કે તેને ત્યાગીને ઉંઘી જાઓ છો. તમે તે વસ્તુઓને ક્ષણભર ભૂલી જાઓ છો એટલું જ નહિ તમારા કામ ધંધાને પણ ભૂલી જાઓ છો. તમને સારી નિદ્રા આવે છે. એટલો સમય સુખ લાગે છે. નિદ્રામાંથી ઊઠો છો તો તાજગી લાગે છે. આનાથી-સાબિત થાય છે કે મનુષ્યને જગતના ચિંતનથી નહીં પણ તેને ભૂલવામાં જ સુખ મળે છે. આવી જ નિર્વિષય મનની સ્થિતિ જાગૃતિમાં પણ લાવો. અનાસક્તિ કેળવો. એમાંજ સાચું સુખ છે.

ઈશ્વરને મેળવવા માટે બાહ્ય ત્યાગની જરૂર નથી તમે ઇચ્છશો તો પણ તમે નહિ કરી શકો. કારણ સૌનું અદૃષ્ટ સૌની સાથે જ છે તે છોડવાથી છુટતું નથી અને માંગવાથી આવતું નથી. માટે જગત જેમ છે અને સંસાર જેવો છે તેવો જ રહેવા દો. માત્ર તેને ભૂલો. અદૃશ્ય દૃષ્ટિ કરો. આત્મચિંતન કરો શાન્ત બેસીને ધ્યાન કરો ખુદ ઈશ્વર બનવાનો પ્રયત્ન કરો તમારામાં જ ઈશ્વરને જુઓ, જાણો અને સમજો જગતની એટલે કે સંસારની પરિસ્થિતિ, વસ્તુઓ અને સંજોગોનો ઉપયોગ કરતા શીખો

મારી તો તમને એ સલાહ છે કે જેમ તમે રોજ અમુક સમય ખાવા, પીવા, ઊંઘવા, નાટક–

સીનેમા-કલબ અને મિત્રોને માટે રાખો છો તેમ • ઇશ્વર ચિંતન માટે પણ રોજ એક નિશ્ચિત સમય રાખો. અને તેમાં જો તમે નિયમિતતા પાળશો તો થોડા સમય પછી તમને ધીરે ધીરે અનુભવ થશે કે તે આખો દિવસ સતત ચાલુ રહે છે.

• ઇશ્વરના નામ સ્મરણમાં એવી શક્તિ છે કે તેનું સ્મરણ કરવાથી ઈશ્વર થવાય છે. બીજી બાબતોમા એવું નથી. જેમ કે એન્જીનીયર કે ડોકટરનું નામ સ્મરણ કરવાથી કંઈ એન્જીનીયર ડોકટર થવાતું નથી. ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા અને શરણાગતિ કેળવો, તેની પાસે તમારો વિમો ઉતરાવો જેથી જરૂરને સમયે તમારૂં તે રક્ષણ કરે.

× × ×

ભક્ત : જગત અને ઈશ્વરનો શું સંબંધ છે ?

સ્વામીજી : આ આખું જગત ઈશ્વરનો આવિર્ભાવ છે. એ પરમતત્ત્વ પરમાત્મા સર્વત્ર વ્યાપ્ત છે. જગતના જે વિરોધી તત્ત્વો દેખાય છે તે પણ એજ પરમ તત્ત્વના બનેલાં છે. અગ્નિ ગરમ છે, પાણી શીતળ છે, છતાં બન્ને ગુણો એક જ તત્ત્વમાંથી ઉદ્દભવ પામ્યાં છે. જડ અને ચેતન પણ પરમાર્થની દૃષ્ટિએ એક જ છે. જે પ્રમાણે કુંભાર એક જ જાતની માટીમાંથી જુદી જુદી વસ્તુઓ બનાવે છે, તેમ આ જગત એક જ પ્રકારની સત્તામાંથી ઉદ્દભવેલી અનેક પ્રકારની નામ અને રૂપવાળી વિવિધ વસ્તુઓનું બનેલું છે. તે પરમ સત્તા એકમાંથી અનેક અને અનેકમાંથી એક બનાવવાનું સામર્થ્ય ધરાવે છે.

૭

# શ્રી ગુરુદેવ આશ્રમ

કોઈપણ સંસ્થા તેના સંસ્થાપકના વ્યક્તિત્વનું પ્રતિબિંબ હોય છે ગણેશપુરીનો 'શ્રી ગુરુદેવ આશ્રમ' આ કથનની સત્યતાનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે સ્વામી મુક્તાનંદ પરમહંસની પ્રેરણા અને માર્ગદર્શન હેઠળ આશ્રમ તેના ઉન્નત કાર્યને પંથે પ્રગતિ કરી રહ્યો છે એટલે શ્રી ગુરુદેવ આશ્રમનો થોડો નિર્દેશ કર્યા વિના આ જીવનચરિત્ર અધૂરુ જ લેખાય

•જે પહેલા એક જૂના શિવાલય પાસે ગરમ પાણીના કુંડનું સ્થાન હતું તે ગણેશપુરી આજ, ભગવાન નિત્યાનંદનું દિવ્ય સાનિધ્ય પામી, તીર્થધામ બની ગયુ છે ઉજ્જડ ભૂમિને એમણે એક સુંદર ગામ બનાવી દીધુ છે પચીસ વર્ષ પહેલા એ સ્થાન જંગલી પ્રાણીઓ અને સર્પોથી ભરેલા જંગલથી વીંટળાએલું હતું ભગવાન નિત્યાનંદના સમાધિ મંદિરથી ચેતનવંતુ બનેલું આજનુ ગણેશપુરી, શ્રી સાંઈબાબાના સ્થાન શીરડી સાથે સરખાવી શકાય શિરડીની માફક ગણેશપુરીમા પણ જાત્રાળુઓને બધી સગવડો મળી રહે છે ધર્મશાળા, સાદુતી ઘર, હોટેલ, દુકાન, દવાખાનુ, વિજળીની બત્તી, પાણી વગેરે. વળી અહીં શાળા, રુગ્ણાલય, પોલીસ સ્ટેશન અને

ટેલીફોન પણ છે. મુંબઈથી ગણેશપુરી લગભગ ૭૫ કીલો-મીટરને અંતરે આવેલું છે.

સમાધિમંદિર તરફ જતાં મુખ્ય રસ્તા પર જ, આશરે એક કીલોમીટરને અંતરે શ્રી ગુરૂદેવ આશ્રમ આવેલો છે. રમ્ય પર્વતમાળની ગોદમાં, હરિયાળા ખેતરોની વચ્ચે પૃથ્વી પર સ્વર્ગસમો શ્રી ગુરૂદેવ આશ્રમ આંતરિક શાન્તિ અને સત્ય જ્ઞાનની શોધ કરતા મુમુક્ષુઓને મૂક આમંત્રણ આપી રહ્યો છે. દૂર ટેકરી ઉપર આવેલું વજ્રેશ્વરીમાતાનું ઉત્તુંગ મંદિર, ત્યાંથી વળાંક લઈ આશ્રમ પાસેના ખેતરો નજીકથી વહેતી તેજસા નદી, પશ્ચિમે તુંગારેશ્વરની રળિયામણી પીક, ઉત્તરે મંદાગ્નિનો ભવ્ય પર્વત અને પૂર્વે માવલાઈના ઝાંખા આસમાની શિખરો કોઈની પણ દૃષ્ટિને આકર્ષે એવા છે.

આગળ ઉલ્લેખ કર્યા પ્રમાણે ઈ. સ. ૧૯૬૨ના ફેબ્રુઆરીમાં શ્રી ગુરૂદેવ આશ્રમની સ્થાપના થઈ અને પબ્લીક ટ્રસ્ટ તરીકે તે નોંધાયો, પણ ખરું જોતાં તો ઈ. સ. ૧૯૪૯માં ભગવાન નિત્યાનંદજીએ પરમહંસ મુક્તાનંદ સ્વામી માટે ત્રણ સાદી ઓરડીઓ બંધાવી ત્યારથી જ આશ્રમનો પાયો નંખાઈ ગયો હતો. ૧૯૫૬માં સ્વામી મુક્તાનંદજી ગણેશપુરીમાં કાયમ માટે સ્થિર થયા ત્યારથી આશ્રમના વિકાસે આકાર લેવા માંડ્યો. વિવિધ ફળફુલના વૃક્ષો અને વેલો રોપી સુંદર બગીચો બનાવવામાં આવ્યો. ભક્તોની સંખ્યા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ સત્સંગ માટે મોટો હોલ અને બીજી થોડી ઓરડીઓ બંધાવી સાધકોને ધ્યાનમાં બેસવાની સગવડ થાય એ માટે ધ્યાનગૃહને ફરતા વરંડાની ચોતરફ વાંસની ચીપોના પડદા નંખાવ્યા. મુખ્ય હોલની ઉપર માળ બાંધી બહેનોને રહેવા માટે અલગ વ્યવસ્થા કરી.

પબ્લીક ટ્રસ્ટ તરીકે નોંધાયા બાદ થોડા જ વર્ષોમાં આશ્રમની ખૂબ ઝડપથી પ્રગતિ થઈ. આશ્રમની બાજુમાંની લગભગ ૧૫ એકર જમીન ખરીદ કરી અને ધ્યાનને માટે વિશાળ હોલ-'તુરીયા મંદિર' તથા રહેવા માટે કેટલાક મકાનો બાંધ્યા. તુરીયા મંદિર' આશ્રમનું સાદું છતાં પ્રભાવ-શાળી ભવન છે. આશ્રમની વધતી જતી જરૂરીઆતને પહોંચી વળવા જે બીજું ભવ્ય મકાન તૈયાર થયું તે 'અન્નપૂર્ણા મંદિર'. તેમાં એક વિશાળ ભોજન ખંડ અને જરૂરીઆતના સાધનોથી યુક્ત એવું મોટું રસોડું છે. તદુપરાંત આશ્રમની ખુલ્લી જમીન ઉપર એક બાજુ વૈજ્ઞાનિક પદ્ધતિએ તૈયાર કરેલી ગોશાળા પણ છે.

આશ્રમનાં ખેતરોમાં ચોમાસામાં ડાંગર અને શિયાળામાં કઠોળ તથા બારે માસ શાકભાજી ઉગાડવામાં આવે છે. બે મોટા કુવાઓમાંથી આશ્રમને પાણી પૂરૂં પડે છે. આંબા, કાજુ, પપૈયા, નારીએળ, લીંબુ, જામફળ, નીલગીરી અને બીજી ઘણી જાતના વૃક્ષોથી આ તપોવન રમણીય બન્યું છે.

આમ સ્વામી મુક્તાનંદજીના અધ્યક્ષપણા નીચે વિકાસ પામતું આ આધ્યાત્મિક કેન્દ્ર એક સુંદર આશ્રમના રૂપમાં પરિણત થયું.

શ્રી ગુરુદેવ આશ્રમના હેતુ અને ધ્યેય નીચે મુજબ છે.

૧ परस्पर देवो भव-એકબીજા પ્રત્યે ઇશ્વરદષ્ટિ રાખવી.

૨ सर्वदुःखनिवृत्ति-સર્વે દુઃખોમાંથી મુક્ત થવું.

૩ परमानन्दप्राप्ति-પરમ આનંદની પ્રાપ્તિ કરવી.

ઉપર જણાવેલાં ધ્યેયની પ્રાપ્તિ માટે તેને અનુકૂળ પ્રવૃત્તિ

કરવી એ આશ્રમનો ખાસ હેતુ છે. સર્વ પ્રાણીમાં દિવ્યતાનો અંશ રહેલો છે. તેનું ભાન કરાવી દરેક વ્યક્તિની દૃષ્ટિને વિશાળ કરવી એ આશ્રમનો મુખ્ય ઉદ્દેશ છે. સ્વામીજીએ રચેલું આશ્રમનું મુદ્રાચિન્હ પણ આજ આદર્શનું પ્રતીક છે. અને તેઓશ્રી દરેક સાધકને આજ લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે માર્ગદર્શન કરે છે શક્તિપાતની દીક્ષા આપી તેઓ સાધકને સિદ્ધયોગના માર્ગે દોરી જાય છે. વેદાન્તમાં ઉપદેશેલા સત્ય જ્ઞાનનું અને વિશ્વબંધુત્વનું તેઓ પ્રતિપાદન કરે છે. શ્રી ગુરૂદેવ આશ્રમ જાતિવાદ, પંથ કે સંપ્રદાય તથા કોઈપણ જાતના ધર્મની મર્યાદાઓથી પર છે. અને તેથી જ જુદા જુદા દેશ અને ધર્મના લોકો આશ્રમમાં સાથે રહી ખાયપીયે છે છતાં ક્યાંય વિસંવાદ જણાતો નથી.

કોઈપણ સાચા સાધક અને ભક્ત માટે આશ્રમ હંમેશા ખુલ્લો છે. દૂર દૂરથી લોકો આશ્રમની મુલાકાતે આવે છે. જે કોઈને આશ્રમમાં રહેવા ઈચ્છા હોય તે સ્વામીજીની પરવાનગી લઈને રહી શકે છે. આશ્રમમાં કોઈપણ પ્રકારનો ભેદભાવ રાખવામાં આવતો નથી, રહેવા ખાવાના પૈસા આપવા પડતા નથી, પણ દરેક વ્યક્તિએ શિસ્તનું પાલન કરવું અનિવાર્ય છે. જે કોઈ વધારે સમય આશ્રમમાં રહેવાની ઈચ્છા રાખતા હોય તેમણે આશ્રમના રોજીંદા કાર્યમાં પોતાની સેવા આપવી જરૂરી છે. સાચા સાધકોમાં સ્વામીજી ઊંડો રસ લે છે. અને તેમના આધ્યાત્મિક પ્રયત્નમાં માર્ગદર્શન તેમજ પ્રોત્સાહન આપે છે. પણ આળસુ, ભાગેડુ, દંભી અને મોભાના લોભીઓ પ્રત્યે તેઓનું વર્તણ ઘણું કડક હોય છે. આશ્રમમાં આધુનિક સમયની બધી જ સુખસગવડો ઉપલબ્ધ છે, પરંતુ આશ્રમના

આશ્રમમાં કોઈ જાતના નિયમિત વર્ગો ચાલતા નથી કે ધાર્મિક પ્રવચનો થતાં નથી સાંપ્રદાયિક કર્મકાંડ કે સત્રો અથવા કોઈ પાઠ્યપુસ્તકોનો નિશ્ચિત અભ્યાસક્રમ નથી. સામાન્ય રોજિંદી પ્રવૃત્તિ સિવાય બાકીનો કાર્યક્રમ તો જે પ્રસંગોપાત ઉભો થાય તે જ હોય છે આવનાર સાધકોને અંતર્મુખ થવાની ખરી તક આપી આ સ્થાનમાં પ્રવર્તતા ચિતિશક્તિના સ્પંદનોને મૌન દ્વારા સ્વીકારવાનો લાભ આપવો એ આશ્રમનું મહત્વનું વૈશિષ્ટ્ય છે. સ્વામીજીના વ્યાખ્યાન માટે કોઈ નિશ્ચિત સમય કે વિષય હોતો નથી. સામાન્ય રીતે જ્યારે કોઈ જિજ્ઞાસુ પ્રશ્ન પૂછે ત્યારે તેઓશ્રી એનો વિગતવાર જવાબ આપે છે. ખાસ ગોઠવેલા પ્રવચનો કરતાં આ પ્રમાણેના સહજ વાર્તાલાપો વધુ રસમય, પ્રેરણાદાયી અને બોધયુક્ત હોય છે આવા કથા પ્રસંગો જ અહીંનો સત્સંગ છે

દરેક બાબતમાં સ્વામીજીનો સર્વોપરી અધિકાર સ્વીકારીને, આશ્રમનો કારભાર ટ્રસ્ટીઓનું બોર્ડ અને વ્યવસ્થાસમિતિ ચલાવે છે. સ્વામીજીની સદા જાગૃત રહેતી દૃષ્ટિમાથી નજીવી બાબત પણ છટકી શકતી નથી. કાર્યદક્ષતા એમનો સંકેત છે વર્તન માત્રમાં એમની બતાવેલી શિસ્ત અહીં નિયામક છે. સ્વચ્છતા, મનની પવિત્રતા, પરસ્પર પ્રેમ અને આદર જીવનમા ઉત્સાહ અને ઈશ્વર પ્રાપ્તિની ધગશ–એમની શીખ છે.

આશ્રમવાસી સ્ત્રીપુરૂષો સ્વામીજીના દિગ્દર્શન હેઠળ ગૌરવથી, નમ્રતાથી અને શિસ્તપૂર્વક રોજિંદુ કાર્ય કરે છે, આશ્રમ એક મોટી સંસ્થા હોઈને, તેની સ્વચ્છતા અને સુઘડતા, બગીચાનો ઉછેર, ગૌસેવા, અતિથિગૃહોની દેખભાળ,

પથ્ય રસોઈ, આગંતુકો અને મહેમાનોની સરભરા, પુસ્તકાલયની જાળવણી, પત્રવ્યવહાર વગેરે અનેક બાબતો સતત અને યોગ્ય દેખરેખ માંગી લે છે.

મહાશિવરાત્રી, ગુરૂપૂર્ણિમા, સ્વામીનો જન્મદિન, ભગવાન નિત્યાનંદજીની પુણ્યતિથિ જેવા પવિત્ર દિવસોના ઉત્સવો ભક્તો પૂર્ણ ઉમંગથી ઉજવે છે. આવા શુભ પ્રસંગોએ આશ્રમ ફળફુલ અને તોરણોથી શણગારવામાં આવે છે. ભક્તો ઘણી મોટી સંખ્યામાં શ્રી ગુરૂદેવની પૂજા, આરતી અને દર્શન કરવા માટે ભેગા મળે છે. સર્વ કોઈ સાથે બેસી પ્રસાદ લે છે. આસપાસના ગામડાના ગરીબ સ્ત્રી પુરૂષો અને બાળકોને સ્વામીજી છુટે હાથે વસ્ત્રોનું દાન કરે છે. આ ઉપરાંત ગુડીપડવો, કૃષ્ણજન્માષ્ટમી, દશેરો અને દિવાળીના ઉત્સવો પણ ઉજવવામાં આવે છે.

ઈ. સ. ૧૯૬૪થી દર ગુરૂપૂર્ણિમાએ "શ્રી ગુરુદેવવાણી" નામનું આશ્રમનું સત્તાવાર વાર્ષિક મુખપત્ર પ્રકટ કરવામાં આવે છે. એ મુખ્યત્વે આધ્યાત્મિક જીવનની ક્રિયાશીલતાના મહત્વને સ્પર્શે છે. સ્વામીજીના લખાણો ઉપરાંત, સાધકોના વ્યક્તિગત આધ્યાત્મિક અનુભવો તથા આંતરિક સમાધાનનું વર્ણન કરતા રસપ્રદ લેખો એમાં હોય છે. ગુરુકૃપા પર આધારિત સાધના, અને આધ્યાત્મિક જીવનના ભિન્ન પાસાંઓ જેવા કે ગુરુ, દીક્ષા, કુંડલિની અથવા દૈવી ચેતનાની જાગૃતિ, ધ્યાન, દિવ્યદર્શનો, શરીર અને મનની શુદ્ધિ, આંતરશાંતિ સંતોષ અને જ્ઞાનની પ્રાપ્તિ, ઈત્યાદિ—એ લેખોના વિષયો હોય આ દરેક બાબતો લેખકોએ વર્ણવેલા વ્યક્તિગત અનુભવોના રણથી સ્પષ્ટ કરવામાં આવી હોય છે.

સ્વામી મુક્તાનંદ જેના આત્મા સમાન એવો શ્રી ગુરુદેવ આશ્રમ એક દીપકની માફક પ્રકાશે છે. દિન પ્રતિદિન એ પ્રકાશ સ્તંભનું તેજ વધતું જાય છે. અને ઘણે દૂર ફેલાતું જાય છે, વધતી જતી સંખ્યામાં લોકો એના પ્રત્યે આકર્ષિત થાય છે. સમસ્યા ભર્યા મનના ઉકેલ માટે લોકો આવે છે, સ્વરૂપને ઓળખવા આવે છે, પોતાનો આંતર દીપ પ્રકટાવવા આવે છે.

# પરિશિષ્ટ

વાચકોને સ્વામીજીની માર્ગપદ્ધતિ સમજવામાં મદદ થાય એ દૃષ્ટિથી અમારો કુંડલિની યોગ પરનો લેખ અહીં પરિશિષ્ટરૂપે આપવામાં આવ્યો છે)

## કુંડલિની યોગ

મુંડક ઉપનિષદમાં વિદ્યા બે પ્રકારની કહી છે એક પરા અને બીજી અપરા આત્મજ્ઞાન એ પરાવિદ્યા છે જે મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ કરાવે છે પરા સિવાયની બીજી બધી વિદ્યા અથવા જ્ઞાન અપરા વિદ્યા છે, જે આ ભૌતિક જગતની માહિતી આપી માણસને દુન્યવી જીવન જીવવામાં અને સંસારની ફરજો બજાવવામાં સહાય કરે છે ઉપનિષદ્ એમ પણ કહે છે કે આત્મપ્રાપ્તિ પ્રખર બુદ્ધિમત્તા, વિદ્વતા કે ઉપદેશથી નથી થતી, પણ જેને દૈવી કૃપા પ્રાપ્ત થઈ છે તેના અંતરમાં આત્મા સ્વયં પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે અને એ કૃપા મેળવવા બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવાનો આદેશ કરે છે શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ કહ્યું છે કે જે સાધક જેટલી શ્રદ્ધા અને ભક્તિ ઈશ્વર પ્રત્યે રાખે છે તેટલી જ ગુરુ પ્રત્યે રાખે તો તેનામાં આધ્યાત્મિક સત્યનો ઉદય સહજ રીતે થાય છે

આત્મજ્ઞાન એ પુસ્તકોમાંથી કે કોઈની પાસેથી સાંભળીને મેળવી શકાય તેવી વિદ્યા નથી. જ્યારે એક આત્મામાંથી બીજા આત્મામાં તે સંક્રાન્ત થાય છે ત્યારે જ આધ્યાત્મિક સત્યનો અનુભવ અને જ્ઞાન થાય છે અગ્નિ અગ્નિને ચેતાવે કે દીવો દીવાને પ્રગટાવે તેના જેવી આ પ્રક્રિયા છે, એટલે કે આત્મ-

જાગૃતિ માટે ગુરૂના દિવ્ય તેજ રૂપી ચિનગારીની આવશ્યકતા રહે છે. મનુષ્યની પ્રસુપ્ત આધ્યાત્મિક શકિતની જાગૃતિને "કુંડલિનીની જાગૃતિ" પણ કહેવાય છે.

આ કુંડલિની શું છે? કુંડલિની એ મહાશકિત છે, દિવ્ય સત્તા છે. એ જ ચિતિ એટલે કે પરમચેતના, પરમજ્ઞાન અને પરમસત્ય છે. પોતાની ઇચ્છાથી તે આ વિશ્વનું સર્જન કરી, તેમાં વ્યાપીને રહે છે. જગતમાં જે કાંઈ છે તે બધું જ તેનો આવિર્ભાવ છે. प्रत्यभिज्ञा हृदयम् નામના કાશ્મીરી શૈવ સિદ્ધાન્તના લઘુગ્રન્થમાં પ્રથમ ત્રણ સૂત્રો આ પ્રમાણે છેઃ चितिः स्वतंत्रा विश्वसिद्धिहेतुः (સ્વતંત્ર ચિતિ વિશ્વના અસ્તિત્વનું કારણ છે.) એટલે કે કશાની અપેક્ષા રાખ્યા વગર ચિતિ પોતાની સ્વતંત્ર શકિતથી આ જગતની ઉત્પતિ, સ્થિતિ અને લય કરે છે; स्वेच्छया स्वभित्तौ विश्वमुन्मीलयति (પોતાની ઈચ્છાથી તે પોતાના આધારમાં વિશ્વને પ્રગટ કરે છે.) એટલે કે ચિતિ એની ઇચ્છા વડે બીજા કશાનો આધાર લીધા વગર પોતાનામાં જ આ જગતનો વિકાસ કરે છે; तन्नाना अनुरूपग्राह्यग्राहक भेदात् અનુરૂપ ગ્રાહ્ય અને ગ્રાહકના ભેદથી તે અનેક રૂપ બને છે) એટલે કે વિશ્વરૂપ પ્રમેયને જાણનાર પ્રમાતાની સમજ અનુસાર ચિતિ અનેક ગોચર થાય છે. જગતનો વ્યવહાર સુવ્યવસ્થિત રીતે ચાલે એ હેતુથી આ ચિતિ શકિત જડ અને ચેતન રૂપે અનેક રંગ, રૂપ, આકારમાં આવિર્ભૂત થાય છે. આ આખું જગત એની નિષ્પ્રયોજના, લીલા છે. સતત પરિવર્તનશીલ અને અનિત્ય જગતનું તે પ્રધાન કારણ છે જે સ્વયં અખંડ, અનંત અને અવિનાશી છે. પરમાત્મતત્ત્વ પરબ્રહ્મની તે અભેદાત્મક શક્તિ છે. અને અપાર સામર્થ્યવાળી છે.

આ ચિતિ કા તે સક્રિય અથવા નિષ્ક્રિય હોય છે જ્યારે તે સક્રિય બને છે ત્યારે જગતનું સર્જન કરી તેનુ યોગ્ય સંચાલન કરે છે, અને જ્યારે તે નિષ્ક્રિય બને છે ત્યારે શિવમા એટલે કે પરમાત્મામા તેનો લય થાય છે વિશ્વનુ સર્જન કરનારી આ ચિતિ જ માનવ દેહમા કુંડલિની રૂપે રહેલી છે તેના સીમિત વ્યક્તિત્વની ચોતરફ ફરતુ માણસનુ મન જ્યારે દુન્યવી વિષયો તથા અનેક પ્રકારના ભોગો તરફ વળેલું હોય છે ત્યારે, તેની કુંડલિની બહિર્મુખ અથવા સુપ્તદશામા છે એમ કહેવાય છે પરિણામે તેને સંસારના સુખદુ ખ કે જેને તે સાચા માનતો હોય છે તેના અનુભવ થાય છે પણ જ્યારે તેનુ મન વિષયોની અસારતા અને અનિત્યતાને સમજી તેમાથી હઠી જઇ અતર તરફ વળે છે ત્યારે તેનામા કુંડલીની અંતર્મુખ અથવા જાગ્રત થઇ કહેવાય છે ત્યાર પછી તે સત્ય સમજવા લાગે છે અને એક પ્રકારના આનંદ અને જ્ઞાનનો અનુભવ કરે છે "ધ સર્પન્ટ પાવર" નામના ગ્રંથમાં સર જોહોન વુડ્રોફ લખે છે તેમ જ્યારે કુંડલિની સુતેલી હોય છે ત્યારે મનુષ્ય સસારમા જાગતો (આસકત) હોય છે જ્યારે કુંડલિની જાગે છે ત્યારે મનુષ્ય સુતેલો (વિરકત) હોય છે. ભગવદ્ગીતા પણ એ જ કહે છે કે બીજાઓની રાત તે યોગીનો દિવસ, બીજાઓનો દિવસ તે યોગીની રાત હોય છે

તંત્રશાસ્ત્ર પ્રમાણે કુડલિની કરોડરજ્જુના છેડે મૂલાધાર ચક્રમા સાડા ત્રણ ચક્કર લગાવીને સર્પાકારે સુપ્તદશામાં રહેલી છે જ્યારે તે જાગ્રત થાય છે સુષુમ્ણા નાડીના દ્વાર પાસે આવેલા પોતાના મુખને ઊચું કરી, એ દ્વારમા થઈ, છ ચક્રોને વીંધિ, મસ્તકમા આવેલા સહસ્ત્રદલ ચક્રમા પહોંચી પર શિવ એટલે પરમતત્ત્વ સાથે ઐક્ય સાધે છે આ દશાની પ્રાપ્તિ થતાં

સાધક ગહન શાન્તિ અને પરમ આનન્દનો અનુભવ કરે છે. કુંડલિની જાગૃતિ દ્વારા અંતિમ પ્રાપ્તિની જે યૌગિક પ્રક્રિયા છે તેને "કુંડલિની યોગ" કહે છે.

કુંડલિની ત્રણ રીતે જાગૃત થાય છે (૧) પ્રાણાયામ, આસન, મુદ્રા, બન્ધ ઇત્યાદિ યૌગિક ક્રિયા દ્વારા; ચક્ર, યંત્ર કે પ્રતીકની પૂજા દ્વારા અથવા પરાભક્તિ કે સતત મંત્ર જાપ દ્વારા તે જાગૃત થાય છે. (૨) સિદ્ધગુરુની કૃપા મળવાથી તે જાગે છે. અથવા (૩) પૂર્વજન્મની અપૂર્ણ રહેલી સાધનાને કારણે કુંડલિની એકાએક જાગૃત થઈ સાધકને યોગમાર્ગ તરફ વાળે છે. જો કે આ ત્રીજા પ્રકારના દાખલા જવલ્લે જ જોવા મળે છે. કુંડલિની જાગૃતિના આ ત્રણ પ્રકારને ધન પ્રાપ્ત કરવાની ત્રણ રીત સાથે સરખાવી શકાય. ઘણાં વર્ષોના શ્રમયુક્ત પ્રયત્ન વડે માણસ ધન ભેગું કરવામાં સફળ થાય છે, અથવા એવી કોઈ વ્યક્તિનો તેને ભેટો થઈ જાય છે કે જે તેને સહજમાં ધન પ્રાપ્તિ કરાવે છે, અથવા તો નસીબ આડેથી પાંદડું ખસી જવાથી તદ્દન અણધારી રીતે તેને દટાયેલું અમોલ ધન મળી આવે છે.

કુંડલિની પોતે સર્વોપરી સત્તા અથવા દૈવી ચેતના હોવા છતાં, તેની જાગૃતિ થયા પછી તેનું કાર્ય શિસ્તબદ્ધ રહે અને સાધનામાં તેના વેગનું યોગ્ય નિયમન થઈ તે ક્રમિક અને સહજ વિકાસ પામે એ માટે ગુરુની દોરવણી મળવી જરૂરી છે. આ માર્ગનો પ્રવાસ જેણે સફળતા પૂર્વક ખેડ્યો હોય છે તેવા આત્માનુભાવી પૂર્ણ યોગી જ સાચા ગુરુ બની શકે છે. આવા પૂર્ણ ગુરુ, શક્તિનું નિયંત્રણ કરવામાં સમર્થ હોય છે, તેથી શિષ્યના માર્ગમાં નડતા વિઘ્નોને સહેલાઇથી દૂર કરી તેના આંતર અને બાહ્ય જીવન વચ્ચે સંવાદિતા લાવી શકે છે.

ગુરુના માર્ગદર્શન નીચે કુંડલિની-યોગની સાધના કેવી રીતે થાય છે એ જ આ લેખનો મુખ્ય વિષય છે. કુંડલિની જાગૃત કરવાના વિવિધ ઉપાયોમાં "ગુરુકૃપા" એ સૌથી સરળ, સુલભ અને સ્વાભાવિક ઉપાય છે. આધ્યાત્મિક ક્ષેત્રે પ્રગતિ કરવાનો આ એક સીધો, શ્રેષ્ઠ અને સિદ્ધ માર્ગ છે. જે સાધક આત્મદર્શનની તીવ્ર જીજ્ઞાસા અને ઝંખના વડે ગુરુકૃપા મેળવે છે તેને આ યોગ સહેલાઈથી પ્રાપ્ત થાય છે. જે આધ્યાત્મિક પ્રક્રિયા વડે ગુરુ શિષ્યની પ્રસુપ્ત કુંડલિની શક્તિને ક્રિયાશીલ કરે છે તેને "શક્તિપાત" કહેવાય છે. જેમાં ગુરુ, શિષ્યમાં દૈવી શક્તિનો સંચાર કરી, કર્મબંધનથી ઘેરાયેલી તેની આત્મશક્તિને જાગૃત કરે છે. આ પ્રમાણે ગુરુ પોતાના જ સ્વરૂપનું શિષ્યમાં સ્થાપન કરે છે. ગુરુ અને શિષ્ય એકરૂપ બને છે. એક દીપક બીજા દીપકને પ્રજ્વલિત કરે છે, આનું નામ જ 'દીક્ષા". ગુરુ ચાર રીતે આ દીક્ષા આપે છે—સ્પર્શ, શબ્દ, દૃષ્ટિ અથવા સંકલ્પથી. ગુરુ પ્રત્યે શ્રદ્ધા અને ભક્તિના બળે શિષ્યની આત્મશક્તિનો ઉત્તરોત્તર વિકાસ થતો રહે છે.

કુંડલિની જાગૃત થતાં નાડીશુદ્ધિની ક્રિયા આપોઆપ થવા લાગે છે અને આ સમય દરમ્યાન સાધકને આશ્ચર્ય-જનક ચમત્કારિક અનુભવો થાય છે. જાગૃત થયેલી કુંડલિની પ્રાણ રૂપે સુષુમ્ણામાં ચક્રભેદન કરતી ઊર્ધ્વગમન કરે છે. જ્યારે ચક્રો ખુલવા લાગે છે ત્યારે દરેક ચક્રના ગુણધર્મ પ્રમાણે શક્તિ ત્યાં કાર્ય કરે છે. ધ્યાનમાં આ ચક્રો કમળના જેવાં દેખાય છે. દરેક કમળની પાંદડીઓની સંખ્યા એક સરખી નથી હોતી. કયારેક પાંદડીઓ પર અક્ષરો લખેલા દેખાય છે તો કયારેક એમાં ચક્રના દેવદેવી બેઠેલાં દેખાય છે. વિશેષમાં સાધકને સ્થૂલ અને સૂક્ષ્મ ભૂમિકા પર અસાધારણ અનુભવો અને સાક્ષાત્કારો થાય છે.

સ્થૂલ સ્તરનાં અનુભવો આવાં પ્રકારના હોય છે: શરીરમાં કમ્પ થવો, ગરમી લાગવી, વિદ્યુતના આંચકા લાગવા, વિજળીના પ્રવાહ જેવી ઝણઝણાટી થવી, પસીનો થવો, આંસુ આવવા, રોમાંચ થવો, આનંદ સંચાર થવો, હૃદય ધડકવું, આપમેળે કુંભક થવો કે ઊંડા શ્વાસોચ્છવાસ ચાલવા, યૌગિક આસન, પ્રાણાયામ, મુદ્રા ત્રિબંધ વગેરે ક્રિયાઓની જાણકારી ન હોવા છતાં તે યોગશાસ્ત્ર પ્રમાણે આપમેળે જ બરોબર થવાં, મૂલાધાર અથવા બીજા ચક્રોમાં શૂળ જેવી પીડા થવી, શરીર હલકું લાગવું, ખૂબ તાકાત લાગવી, મેરૂદંડમાં સાપ જેવું કંઇક ઉપર નીચે ચાલતું હોય એવો ભાસ થવો અથવા શરીર પર કીડીઓ ફરતી હોય તેવો સળવળાટ અનુભવવો અથવા દેડકો કૂદકા મારી ઉપર ચઢતો હોય એવું લાગવું વગેરે. આ ઉપરાંત ઘણીવાર બીજા અનુભવો પણ થાય છે જેવાં કે શરીર ડોલવું અથવા કમરેથી ગોળ ગોળ ઘૂમવું, મસ્તકનું જોરથી આમતેમ ફરવું, આગળ નમી પડવું કે પડખે ઢળી પડવું અથવા પાછળ પડી જવું, ગોળ ગોળ ફરવું, કૂદવું, જમીન પર આળોટવું, પોતાના શરીર પર થપડાકો મારવી અથવા હાથ ફેરવવો, નિદ્રા આવવી, નશો કે ઘેન ચઢવું, આંખો ભ્રૂમધ્યમાં ચઢી જવી. આંખોની કીકીનું ગોળ ગોળ ફરવું, માથું ભારે થઈ જવું, શરીર પત્થર જેવું જડ લાગવું, હાડકાં તૂટતાં હોય એવો અનુભવ થવો, હૃદય ઉપર દબાણ લાગવું, શરીરના કોઈ ભાગમાં કંઈક ફરતું હોય એવું લાગવું, શરીર દુઃખવું, ખેંજવાળ આવવી અથવા કોઈ ભોંકાતી હોય એવું લાગવું, બેઠા બેઠા જ ઉછળવું, આસનબદ્ધ જમીનથી અદ્ધર થઈ જવું, શરીર અથવા મસ્તક નથી એવું લાગવું, અંદર બરફ જેવી શિતળતા અનુભવવી, મોઢામાંથી પશુપક્ષીના અને વિવિધ પ્રકારના અવાજો કે

વાદ્યોના સૂર નિકળવા, મંત્રોચ્ચાર થવા, તાલબદ્ધ ચપટીઓ વગાડવી, મણિપુરી, કથકલિ કે ભરતનાટયમ્ નૃત્યની શાસ્ત્રોક્ત મુદ્રાઓ થવી, કોઈવાર આળસ કે અશક્તિ લાગવી, શરીર ઢીલું ઢીલું ને નબળું લાગવું, મન શૂન્ય થઈ જવું, નિદ્રા કે આહારનું વધવું અથવા ઘટવું, મોઢામાંથી લાળ પડવી, દુર્ગંધ આવવી, ઉલટી જેવું લાગવું, વગેરે. કેટલીકવાર સાધક તદ્દન વિચિત્ર રીતે વર્તે છે જેમ કે કોઈ વખત ક્રોધથી ભભૂકી ઉઠે છે તો કોઈવાર ઊંડી ગમગીનીમાં ડૂબી જાય છે. અથવા હર્ષાવેશમાં આવી જઈ ગાવા, નાચવા કે હસવા લાગે છે. અથવા ગુરુ ભાવમાં મસ્ત બને છે.

સૂક્ષ્મ સ્તરના સાક્ષાત્કારોમાં સાધકને દેવદેવીઓ કે દિવ્ય આત્માઓનાં દર્શન થાય છે. કોઈવાર તેમની સાથે સંભાષણ થાય છે અને સૂચનાઓ પણ મળે છે. પિતૃલોક, ઇન્દ્રલોક વગેરે લોકાંતરો દેખાય છે. ઘંટ, બંસી, મૃદંગ, ઝાંઝર, વહેતું ઝરણું, મેઘનો ગડગડાટ જેવાં નાદ તથા મંત્રોચ્ચાર સંભળાય છે. કાવ્ય શક્તિ સ્ફૂરે છે. સર્પ કે શિવલિંગના દર્શન થાય છે. દિવ્ય સુગંધ આવે છે. મોઢામાં જુદી જુદી જાતના સ્વાદ આવે. જુદા જુદા રંગની જ્યોતિ, પ્રકાશ, અગ્નિ, તેજોમય નીલ બિંદુ તથા સૂર્ય, ચંદ્ર, તારા, મંદિર નદી, પર્વત વગેરેનાં દૃશ્યો દેખાય છે. કોઈવાર પોતાની જ પ્રતિચ્છાયા અથવા પોતાનું જ મૃત્યુ થયેલું દેખાય છે. પૂર્વજન્મો જાણવામાં આવે છે. ભવિષ્યમાં થનાર ઘટના પણ દેખાય છે. આપત્તિ આવવાની હોય તો અગમચેતી મળે છે. કેટલીકવાર ભયંકર બિહામણાં સ્વપ્નાં કે દૃશ્યો દેખાય છે. અથવા જુગુપ્સા ઉત્પન્ન કરે એવાં દૃશ્યો જેવાં કે નગ્ન સ્ત્રીપુરૂષ, નરક વિષ્ઠા, વગેરે દેખાય છે. ચિત્રવિચિત્ર અવાજો સંભળાય છે. ઘણીવાર સાધકને કંઈ કામ કરવું કે બીજાઓ

સાથે બોલવું ચાલવું કશું જ ગમતું નથી. કોઈ એક અજ્ઞાત દૈવી શક્તિ તેને ઘેરી વળી છે અને અંતરના ઊંડા પ્રદેશ ભણી ખેંચી જાય છે. એવો સુખકર અનુભવ તે કરે છે. તેથી તેનું બાહ્ય વલણ મૂક બની જાય છે.

ધ્યાનમાં ઉપરોક્ત અનુભવો થયાં પછી સાધકને સ્ફૂર્તિ, તાજગી અને પ્રસન્નતા જણાય છે. ગુરૂની દોરવણીમાં શ્રદ્ધા રાખી, સાધકે શરણભાવે, પોતે સાક્ષી માત્ર બની શક્તિને તેનું કાર્ય કરવા દઈ આગળ વધવું જોઈએ. પોતાને થતી કોઈ પણ અનુભૂતિથી ભયભીત થઈ તેને રોકવી નહીં. અથવા કોઈ પ્રકારની ચિંતા કરવી નહીં. અખિલ બ્રહ્માંડ પર આધિપત્ય ધરાવતી આ મહાશક્તિ સર્વજ્ઞ છે. પોતે શું કરે છે અને પોતાને શું કરવાનું છે તે બરાબર જાણે છે. તેથી કંઈ જ અનર્થ થવાનો સંભવ નથી તે ઉપરાંત ગુરૂ રક્ષણ કરવાવાળા હોય છે. એ ખાસ સમજવા જેવું છે કે કુંડલિની, તેનું દૈવી કાર્ય અને ચક્રો એ શરીર વિજ્ઞાનનો વિષય નથી કે જેથી શસ્ત્રક્રિયા કે યંત્ર દ્વારા તેનો પત્તો લાગે. આ સંપૂર્ણ વિષય કેવળ અનુભવગમ્ય છે.

બીજું, એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દરેકને એકસરખી અનુભૂતિ થાય કે થવી જોઈએ એવું નથી. સાધકની પ્રકૃતિ, સંસ્કાર યોગ્યતા અને આવશ્યકતા અનુસાર દરેકને જુદા જુદા અને વિવિધ પ્રકારનાં અસામાન્ય અનુભવો પણ થાય છે. કેટલાક સાધકોને ઘણાં લાંબા ગાળા સુધી આવા કોઈ અનુભવો નથી થતા અને કેટલાકને તો બિલકુલ પણ નથી થતા, અને છતાં યે આધ્યાત્મિક માર્ગે તેમની પ્રગતિ થતી જ હોય છે જેમાં તેઓ આંતરિક શાન્તિ, વિશુદ્ધ આનંદ, સ્પષ્ટ જ્ઞાનદષ્ટિ, પ્રેમ, પવિત્રતા, અનાસક્તિ, સમતુલા, ધૈર્ય, સહનશીલતા વગેરે દૈવી ગુણો પ્રાપ્ત કરે છે.

ગુરુના દૈવી પ્રભાવની અસર અચૂક હોય છે.

આ સિવાય કુંડલિની યોગની સાધનાથી સાધકની શારીરિક, માનસિક અને બૌદ્ધિક અવસ્થામાં પણ પરિવર્તન થાય છે. દૈવી શક્તિનું કાર્ય શરૂ થતાં પ્રાણ નાડીઓમાં ફરવા માંડે છે અને શરીરની વિકૃતિ દૂર કરવા માટે તેને જરૂરી યૌગિક ક્રિયાઓ કરાવી શરીરને શુદ્ધ બનાવે છે. શરીરમાં નવો રસ ઉત્પન્ન થઈ દેહને એક પ્રકારનું તેજ અને લાલિત્ય પ્રાપ્ત થાય છે. રોગો દૂર થાય છે અને શરીર માંહેની કામગીરી અવ્યવસ્થિત પણે ચાલતી હોય તો તે સરખી થાય છે. દવાઓ અને વીટામીનો જ્યાં નિષ્ફળ જાય છે ત્યાં આ કુંડલિની શક્તિ જાદુ જેવું કાર્ય કરી શરીરની કામગીરીમાં સમતુલા લાવે છે. કોઈ વાર શક્તિ જાગૃતિના પ્રત્યાઘાતરૂપે શરીરમાં રહેલા છાનાં રોગો બહાર લાવે છે અને થોડાક સમય માટે સાધકને મરડો, કફ કે શરદી જેવાં વિકારો થાય છે. પરંતુ ત્યારબાદ એ વ્યાધિઓ કોઈ પણ દવા લીધા વગર અદૃશ્ય થઈ જાય છે અને શરીર તંદુરસ્ત, ચપળ અને કાર્યક્ષમ બને છે. નકામી ચરબી દૂર થતાં શરીરનું વજન આવશ્યકતા પ્રમાણે ઘટી જાય છે. આવી સ્થિતિમાં સાધકે ગભરાઈ જઈને ઉગ્ર ઔષધોનું સેવન કરવું નહીં, છતાં અનિવાર્ય પરિસ્થિતિમાં ગુરુની સલાહ લઈ ચાલવું હિતાવહ છે. આ માર્ગમાં સાધકે શરીરની તંદુરસ્તી અને પવિત્રતા જાળવવી ખૂબ જરૂરી છે. સાધનાને અનુકૂળ આહાર વિહાર તેમજ રોજીંદા જીવનમાં શિસ્તબદ્ધતા અને નિયમિતતા હોવી જોઈએ. તેમ કરવાથી નાડીઓમાં પ્રાણ સહેલાઈથી ફરી શકે છે. અને નાડી શુદ્ધિનું કાર્ય શીઘ્ર બને છે.

સ્થિર માનસિક પરિવર્તનમાં સાધકનું મન ચિંતામુક્ત બની જાય છે. મનનાં પ્રશ્નો અનાયાસે ઉકલી જાય છે. જીવન પ્રત્યેનું

ષ્ટિકોણ બદલાઈ જાય છે. માનવજીવનનું સાચું ધ્યેય શું છે. સમજાય છે. ક્ષુદ્ર ઇચ્છાઓ અને મહત્ત્વકાંક્ષાઓથી મુક્ત બની આંતરિક સુખ અનુભવે છે, હરેક પ્રકારનાં પૂર્વગ્રહો, સંઘર્ષો અને સંકુચિત વિચારો નષ્ટ થઈ સાધકનું મન સ્વચ્છ, સ્પષ્ટ અને સર્વગ્રાહી બને છે. ભૂતકાળ સ્વપ્ન સમ લાગે છે. જૂના રૂઢ સંસ્કારો, જડ ખ્યાલો, અહં-પ્રધાન માન્યતાઓ બધું જ જમીનદોસ્ત થઈ જાય છે. દુન્યવી વિષયોના મૂલ્યાંકનમાં એટલો બધો ફરક પડી જાય છે કે તેની અસર સાધકના નાના મોટા વ્યવહારોમાં, આદતોમાં, કાર્યોમાં, અન્ય માનવીઓ સાથેના સંબંધોમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. જીવનનું મહત્વ સમજાઈ જતાં તેની બધી જ ગડમથલ અને ઉપાધિઓનો અંત આવી જઈ સંજોગો પણ જાણે તેને સાનુકૂળ બની રહે છે. સાધકની સુપ્ત શક્તિઓનો વિકાસ થઈ તેનું મન જાગરૂક બને છે. જેથી તે સંસારની ફરજો દક્ષતાપૂર્વક બજાવી શકે છે.

બૌદ્ધિક પ્રગતિમાં સાધકની બુદ્ધિ આધ્યાત્મિક સત્યના ગહન અને ગૂઢ રહસ્યોને પામવા સમર્થ બને છે. શાસ્ત્રવચનનો સાચો અર્થ સમજવાની અંતર્દષ્ટિ પ્રાપ્ત થાય છે. ઇશ્વરના કાર્યમાં રહેલો દૈવી સંકેત તે સમજવા લાગે છે. શંકાઓનું સમાધાન આપ મેળે થાય છે. જ્ઞાન પ્રાપ્તિ માટે તેને બાહ્ય બળો પર આધાર રાખવો પડતો નથી તેથી કોઈ પાસે જવાની જરૂર જણાતી નથી. જ્ઞાનપ્રકાશ, ઉચ્ચ દૃષ્ટિ, દૈવી પ્રેરણા એ બધું જ તેને અંતરમાંથી મળી રહે છે. વધુમાં કોઈ દિવ્ય સત્તા સાથે તેનો સંપર્ક સધાયો હોય એવું લાગે છે. પોતાને સતત દોરતી અને સાથ આપતી દિવ્યકૃપાના રક્ષણ હેઠળ સાધક નિશ્ચિત બની આત્મવિશ્વાસ પ્રાપ્ત કરે છે. તેને એક પ્રકારનો દૈવી નશો ચઢે છે, જેથી તે એવી સ્વતંત્રતા

અનુભવે છે કે જીવનમાં અન્ય કશાની અપેક્ષા રાખતો નથી. આવી શુદ્ધ ભૂમિકાએ પહોંચ્યા પછી દુન્યવી સ્વાર્થ બનાવટ, જૂઠાણું, અહંકાર અને અવિવેકથી તેને ગુંગળામણ થાય છે. આધ્યાત્મિકતા અને તેની શકયતાઓ તે સાધકને માટે દૂર સુદૂરની કલ્પના ન રહેતાં આ ધરતી પરના જીવનમાં જ પ્રતિપળે અનુભવાતી વાસ્તવિકતા બની જાય છે.

અહીં એ કહેવાની જરૂર છે કે જુદા જુદા સાધકોમાં આ દિવ્યશક્તિની કાર્યપદ્ધતિ, પ્રભાવ અને ગતિમાં ફરક હોય છે, અને કોઇમાં તો સમય સમયે તેની વધઘટ થતી પણ જોવામાં આવે છે. કેટલીકવાર સાધકને, એ શક્તિ સાથેનો પોતાનો સંબંધ તૂટી ગયો હોય અને પોતે નહીં અહીંનો કે નહીં ત્યાંનો એવી ત્રિશંકુ જેવી સ્થિતિમાં હોય તેમ લાગે છે. આવા સમયે તેણે ધૈર્ય ગુમાવવું નહીં અને જરા પણ નિરાશ થયા વગર કે બીનજરૂરી શંકાઓ અને સવાલો ઊભા કર્યા સિવાય, એ શક્તિ તેમજ ગુરુ પ્રત્યેનો પોતાનો પ્રેમ અને વિશ્વાસ ટકાવી રાખવાં જોઇએ. દિવ્યશક્તિનું સૂક્ષ્મ કાર્ય નજરે પડે તેવું નથી હોતું તેથી કયાંક તે આગળ વધતી લાગે છે તો કયાંક અટકી ગયેલી લાગે છે. પણ અદ્દશ્ય રીતે કાર્ય કરતી શક્તિ છેવટે સાધકને પૂર્ણતાએ પહોંચાડે જ છે. અંતિમ લક્ષ્ય પ્રાપ્ત થાય તે માટે ગુરુ પ્રત્યે અનન્ય ભક્તિ, અવિચળ શ્રદ્ધા અને નિઃસ્વાર્થ સેવાની જરૂર હોય છે. મનમાં કોઈ પણ જાતનો સંકોચ, અહંકાર, શંકા કે સ્વાર્થ હોય તો પ્રગતિ જલદી નથી થતી. અમારા ગુરુદેવ સ્વામી મુક્તાનંદજી કહે છે, "માનવના બે જન્મ હોય છે. એક પિતાના વીર્યથી અને બીજો ગુરુના મંત્રથી. ગુરુ પાસેથી મંત્ર મળ્યા પછી સાધના કરતાં કરતાં મંત્ર સાથે પૂર્ણ તાદાત્મ્ય થાય છે. ત્યારે તેના પ્રભાવથી શિષ્ય ઊર્ધ્વરેતા બને છે, એટલે કે તેનાં રેતસનું અભિસરણ

ઊર્ધ્વગામી બને છે. યોગાગ્નિ વડે આ રેતસ પ્રાણશક્તિમાં રૂપાન્તર પામે છે. શક્તિપાતની પ્રક્રિયામાં ગુરુ આ પ્રાણશક્તિને શિષ્યમાં સંક્રાન્ત કરે છે આ શિષ્યનો બીજો જન્મ છે જેમાં ગુરુ તેના માતાપિતા બને છે. જેમ ગર્ભમા બીજ વિકાસ પામી આકાર ધારણ કરે છે તે પ્રમાણે શિષ્યમા આપેલું મંત્રરૂપ બીજ ધીરે ધીરે વિકાસ પામે છે. જેમ બીજાંકુ-માથી છોડ બને છે અને તેને ફળફૂલ આવે છે તેમ શિષ્યના વ્યક્તિત્વનુ નવનિર્માણ થઈ તે આધ્યાત્મિક પૂર્ણતાને પામે છે તે માટે ગુરુ પ્રત્યે આદર અને ભક્તિની અત્યંત આવશ્યકતા છે. શિષ્ય ગુરુને જેટલા મહાન અને ઉચ્ચ માને છે તેટલો તે પણ મહાન અને ઉચ્ચ બને છે." કોઈ સંજોગોમા શિષ્યની ગુરુ પ્રત્યેની શ્રદ્ધા ડગમગશે તો એકવાર જાગૃત થયેલી કુંડલિની પાછી તો નહીં વળે પરંતુ તેની પ્રગતિ થતી અટકી જશે. માટે આ માર્ગમા ગુરુનિષ્ઠા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે

આ રીતે ગુરુએ શિષ્યમા સ્થાપેલી આધ્યાત્મિકતાની એક ચિનગારીમાથી પ્રગટેલી કુંડલિની રૂપી મહાજ્વાલામાં અજ્ઞાન માત્રનો નાશ થાય છે કુંડલિની જ્યારે સહસ્રદલ ચક્રમાં પરમતત્વ સાથે મળી જાય છે ત્યારે જેમ અગ્નિ શાન્ત થતાં રાખ શેષ રહે છે તેમ આ દેહ રહે છે, અને સાધક જીવનમુક્ત બને છે આવી પરમોચ્ચ દશા પ્રાપ્ત કરવા માટે સતત પ્રયત્ન અને તપસ્યા વડે તપ્ત બનવું પડે છે.

આ યોગસાધનાની સમાપ્તિ માટે કોઈ નિશ્ચિત મર્યાદા બાંધી શકાતી નથી શિવસંહિતામાં કહ્યુ છે કે સાચો ધ્યેયનિષ્ઠ સાધક ત્રણ, છ, નવ કે બાર વર્ષને અંતે તેની સાધના પૂર્ણ કરે છે, સાધકની યોગ્યતા અને તેના પુરુષાર્થની તીવ્રતા

ઉપર પરિણામ અવલંબે છે. વામનમાંથી વિરાટ બનવાની આ પ્રક્રિયા ક્રમિક ગતિએ થાય છે જેમાં સાધકને અહંકેન્દ્રિત વ્યક્તિત્વની વિસ્મૃતિ થઈ વ્યષ્ટિરૂપ સ્વસ્વરૂપની સ્મૃતિ થાય છે. આવા જ્ઞાનની પરકાષ્ઠાએ પહોંચતા પહેલાં, સાધક તત્ત્વશુદ્ધિના અનેક અલૌકિક અનુભવોમાંથી પસાર થાય છે. ત્યારબાદ મન શાંત ભાવનો અનુભવ કરે છે. આ શાંતતામાં ધીરે ધીરે ઋતંભરા પ્રજ્ઞાનો ઉદય થાય છે અને સાધક પરબ્રહ્મનો સ્વાનુભવગમ્ય એવો આનંદ મેળવે છે. સિંધુમાં બિંદુ ભળી જાય છે તેમ વ્યક્તિગત સમષ્ટિરૂપ ચેતનામાં લય થાય છે આખરે સાધકને અંતિમ સાક્ષાત્કાર થાય છે. કે "હું સર્વત્ર છું અને આ આખું જગત મારો જ વિલાસ છે." જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એકરૂપ થઈ અભેદાત્મક વૃત્તિ બની રહે છે. કર્તા હોવા છતાં તેને અકર્તાપણાનો અનુભવ થાય છે. જગત સ્વપ્નવત્ ભાસે છે. આને "તુરીયાતીત" અવસ્થા કહે છે. અને તે સ્થિતિને પ્રાપ્ત મહાત્મા ઈશ્વરતુલ્ય માનવામાં આવે છે.

આ છે કુંડલિની યોગની મહાન સિદ્ધિ. તેની મહત્તા તેના પ્રત્યક્ષ ફળપ્રદ પરિણામોમાં રહેલી છે. સિદ્ધગુરુની કૃપાથી આ યોગ માર્ગ પ્રાપ્ત થતો હોવાથી તેને "સિદ્ધયોગ" પણ કહે છે, એવી કૃપા કરનાર સદ્‌ગુરુ કવચિત્ જ મળે છે. વર્તમાન યુગમાં ગણેશપુરીના અવધૂત સ્વામી નિત્યાનંદ આ કોટિના સિદ્ધ મહાત્મા હતા. હાલમાં તેમના શિષ્ય અને અમારા ગુરુદેવ સ્વામી મુક્તાનંદજી બ્રહ્મનિષ્ઠ અને શક્તિપાતકુશળ સદ્‌ગુરુ છે એવો તેમનાં શિષ્યવર્ગનો અનુભવ છે. ભલે શાસ્ત્રોનું ઊંડું જ્ઞાન ન હોય કે તેજસ્વી બુદ્ધિ પ્રતિભા ન હોય, પરંતુ જેઓ દિલના સાચા, સીધા, સરળ, શ્રદ્ધાળુ અને નિષ્ઠાવાન છે તે આ માર્ગનો પ્રવાસ સફળતાપૂર્વક ખેડી શકે છે.